રાષ્ટ્રીય જીવનચરિત્રમાળા

# સ્વામી દાદૂ દયાળ

## હિંદી અને સિંધી કાવ્યનું તુલનાત્મક અધ્યયન

ઝમટમલ ખૂબચંદ ભાવનાણી

અનુવાદક

પ્રવીણ દરજી




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# અનુક્રમણિકા

# ભૂમિકા

દાદૂ દયાળ [1544-1603] નિર્ગુણ સંપ્રદાયના સંત કવિ હતા. તેઓ જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોમાં રહેલી સમાનતાઓને ચીંધીને એ વડે સમાજગત ધાર્મિક ભેદભાવને નષ્ટ કરવાની ઉત્કટ ઇચ્છા ધરાવતા મહાપુરુષ હતા. પોતાની ઇચ્છાને પરિપૂર્ણ કરવા માટે એમણે દાદૂ પંથની સ્થાપના કરી. હિંદુઓ તથા મુસલમાનો વચ્ચે સંવાદિતા સ્થાપવાના ઉદ્દેશથી તેઓ એમની વચ્ચે જઇને રહેતા, પોતાની વાણી ગાઇ સંભળાવી અને સુખદ, શાંતિમય વાતાવરણ જમાવ્યું.

તેઓ હિંદુ ધર્મના વર્ણભેદથી પણ બહુ દુઃખી રહેતા હતા. નીચ વર્ણ પર થતા અત્યાચારોને એ સહી શકતા નહીં, તેથી એ અત્યાચારો વિરુદ્ધ તેઓ બોલી ઊઠતા. દાદૂ પંથની આગવી પ્રતિભા ઊભી કરવામાં તેઓ ઝાઝા સફળ ન નીવડ્યા એ સાચું, પરંતુ એમની વાણી એમના સમકાલીન સમાજની વિષમ સ્થિતિ પર જાદુઇ પ્રભાવ પાડતી. આજેય એમની કવિતાનું પ્રાસંગિક મૂલ્ય એટલું જ રહ્યું છે.

ડૉ. વાસુદેવ શર્માએ સંત કવિ 'દાદૂ દયાળ અને એમનો પંથ' પુસ્તકમાં દર્શાવ્યું છે કે કબીર, નાનક અને દાદૂની ત્રિપુટીએ પોતાની નિર્ગુણ સંતકવિતા વડે ધાર્મિક ભેદભાવને હટાવવામાં ભરપૂર સહાય કરી હતી. એ જ રીતે, આ પુસ્તિકાનો ઉદ્દેશ સિંધી કવિઓ - શાહ લતીફ, સચલ સરમસ્ત અને સામી - ની ત્રિપુટીના બિલકુલ આ પ્રકારના પ્રદાનને પ્રકાશિત કરવાનો છે. અહીં એ સૂચિત કરવામાં આવ્યું છે કે સંત કવિ દાદૂ દયાળની વાણી સિંધીમાં પણ મળે છે અને સિંધી કાવ્યની ત્રિપુટી પર હિન્દી કાવ્યની ત્રિપુટીનો પ્રભાવ રહ્યો છે. પરંતુ સિંધી ત્રિપુટીમાંના સામી જ્ઞાનમાર્ગી અને શાહ લતીફ અને સચલ પ્રેમમાર્ગી કવિઓ હતા. બંને સૂફી કવિઓ તરીકે પ્રસિદ્ધ થયા. આ રીતે આપણી બધી ભાષાઓની એક જ સાંસ્કૃતિક પીઠિકા છે.

આ પુસ્તિકા ભારતીય જીવન અને સાહિત્યની મૂળભૂત એકરૂપતાના પ્રણેતાઓને સમર્પું છું.

**– ઝમટમલ ખૂબચંદ ભાવનાણી**

# 1

# ભારતીય ભક્તિકાવ્યોમાં સિંધી કાવ્યનું સ્થાન

આદિકાળથી દરેક ભાષામા ભક્તિભાવની રચનાઓ પ્રાપ્ત થઈ છે. વૈદિક કાળના પ્રારંભે માત્ર એક જ ઈશ્વરના હોવાપણાની પૂરી પ્રતીતિ નહોતી થઈ ત્યારે સૂર્ય, વાયુ, જળ, અગ્નિ આદિની ભારે ઉત્સાહથી ઉપાસના થતી હતી. ઋગ્વેદ અને અન્ય વેદોમાં, ઉપરાંત અનેક સંસ્કૃત ગ્રંથોમાં આવી ઉપાસનાસભર રચનાઓ જોવા મળે છે. સાથોસાથ, દરેક ભાષાની કવિતામાં, એના પ્રારંભકાળથી જ ભક્તિભાવની આ પ્રકારની રચનાઓ મળે છે. વાસ્તવમાં, પ્રત્યેક ભાષાના સાહિત્યનો આદિકાળ જે તે ભાષાની ભક્તિધારાનો આદિકાળ જ હોય છે.

હિંદી, સિંધી, મરાઠી, ગુજરાતી, બંગાળી, પંજાબી વગેરે આધુનિક ભારતીય ભાષાઓના 'ભક્તિકાળ'નો પ્રારંભ દસમી સદીથી થયો એમ મનાય છે. એ અગાઉ, પ્રત્યેક ભારતીય ભાષાના સાહિત્યમાં મહાકાવ્ય જ મહત્ત્વનું ગણાતું.

જે લાક્ષણિક સંજોગોમાં આ ભક્તિકાળનો પ્રારંભ થયો, એમાંના બે આ પ્રકારના હતા - એક તો વિદેશી હુમલાખોરો અને એમના સાગરીતોએ સામ્પ્રદાયિકતાને વધુ પ્રોત્સાહન આપ્યું અને પોતાના ધર્મ સિવાયના ઇતર ધર્મના અનુયાયીઓ સાથે યોગ્ય વર્તાવ ન કર્યો; બીજામાં, બ્રાહ્મણો અને ક્ષત્રિયોએ વૈશ્યો અને શૂદ્રો ઉપર અત્યાચાર ગુજાર્યો. સામાન્ય પ્રજા આ ઊંચા વર્ગની વાતોમાં આવી જતી હતી, જેને કારણે તેમની વચ્ચેનો ભેદભાવ પણ છતો થઇ જતો હતો.

આવા સંજોગોમાં, દરેક કોમ વચ્ચે ભાઇચારાની લાગણી જન્માવવા માટે હિંદુ અને મુસલમાન સંતો-સૂફી કવિઓ આગળ આવ્યા. આવા હિંદુ કવિઓમાં રાજા-મહારાજાઓ નહિ, મોચી, વાળંદ, કસાઇ તથા વણકર પણ હતા. બધા ભેગા મળીને ઈશ્વરની એકરૂપતા અને સર્વવ્યાપકતાને પ્રકાશમાં લાવ્યા અને માનવ-માનવ વચ્ચેની મૂળભૂત એકતા, સમાનતા તથા સૌહાર્દને ઉપસાવ્યાં. આ સહુની કૃતિઓ આજે પણ એટલો જ આત્મિક આનંદ આપી રહે છે.

ભક્તિકાવ્યની બે ધારાઓમાંની એક-સગુણ ધારામાં - સંતકવિ સૂરદાસ, મીરાંબાઈ વગેરે કૃષ્ણભક્ત હતાં, જ્યારે તુલસીદાસ આદિ રામભક્ત હતા. બીજી-નિર્ગુણધારા-માં સંતકવિ કબીર, નાનક, દાદૂ દયાળ આદિ હતા. નિર્ગુણ ધારાની બે પ્રવૃત્તિઓ જ્ઞાનમાર્ગી અને પ્રેમમાર્ગી કવિઓમાં સાકાર થઇ. કબીર, નાનક, દાદૂ દયાળ આદિ જ્ઞાનમાર્ગી સંતકવિ હતા અને કુતબન, મંઝન, જાયસી આદિ પ્રેમમાર્ગી સૂફી કવિઓ તરીકે ઓળખાયા.

પ્રેમમાર્ગી સૂફી કવિઓએ સમાજમાં પ્રચલિત પ્રેમકથાઓના આધારે પોતાની કૃતિઓ રચી અને જનસમાજની ચેતનાને એક ઈશ્વર પ્રત્યે કેન્દ્રિત કરી. સિંધી કવિ શાહ લતીફ અને સચલ સરમસ્ત પણ પ્રેમમાર્ગી સૂફી કવિઓ હતા. તેમણે ઉમર-મારુઇ, સસ્સી-પુન્હૂં, નૂરી-તમાચી, મૂમલ-રાણો વગેરેની લોકકથાઓનો આધાર લઇને અદ્વૈતની સ્થાપના કરી. સિંધી કવિ સામી નિર્ગુણ ધારાના જ્ઞાનમાર્ગી કવિ હતા.

હિંદી ભાષાના પ્રેમમાર્ગી સૂફી કવિઓ આ મુજબ છે :

| | **કવિ** | **પ્રેમકથા** | **રચનાકાળ** |
|---|---|---|---|
| 1. | કુતબન | મૃગાવતી | 1500ની લગભગ |
| 2. | મંઝન | મધુમાલતી | 1515 |
| 3. | મલિક મોહમ્મદ જાયરી | પદ્માવત | 1520ની લગભગ |
| 4. | ઉસ્માન | ચિત્રાવલી | 1620 |
| 5. | શેખ નબી | જ્ઞાનદીપ | 1720 |
| 6. | કાસિમ શાહ | હંસ જવાહર | 1730 |
| 7. | નૂર મુહમ્મદ | ઇંદ્રાવતી | 1745 |

આ સહુનાં કાવ્યો નિર્ગુણ ધારામાંનાં સંતકાવ્યો જ છે. પરંતુ તેઓએ આ ધારાના પ્રેમમાર્ગને અપનાવ્યો. આ લેખકે સિંધીમાં કુતબનની મૃગાવતી શીર્ષકવાળી પ્રેમકથા 'સાપ્તાહિક – હિંદવાસી' [મુંબઈ]ના માર્ચ 1968ના અંકોમાં આપી હતી, પરંતુ એ સાપ્તાહિક અમુક સમય પૂરતું બંધ થઇ જવાથી એ કથા સમાપ્ત થઇ શકી નહોતી. મંઝનની મધુમાલતી નામની પ્રેમકથા સિંધી માસિક 'નિર્મલ જોત'ના માર્ચ 1963ના અંકમાં પ્રકાશિત થઇ હતી. આવા પ્રયત્નો દ્વારા સિંધી અને હિંદીના સૂફી કાવ્યોના તુલનાત્મક અભ્યાસને વેગ મળશે એવું મારું માનવું છે.

આમ, કેટલાકે ઈશ્વરના નિર્ગુણ રૂપને તો કેટલાક ભક્તોએ સગુણ રૂપને વાચા આપી છે. બંનેમાંથી કયો પ્રકાર સારો એવો પ્રશ્ન અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યો હતો.

ભગવદ્‌ગીતાના બારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે, 'જે શ્રદ્ધાપૂર્વક મારા સગુણરૂપની પૂજા કરે છે તે મને પ્રિય છે, તેઓ ઉત્તમોત્તમ યોગી કહેવાશે... પરંતુ જેમનું મન નિર્ગુણ-નિરાકારમાં આસક્ત છે; જેઓ દેહ ધારણ કરવા છતાં વિદેહની ગતિને સમજે છે, તેઓ વિરલ છે.'

સિંધી કવિ સામીએ પણ ગીતામાં કહેવાયું છે એવું જ કહ્યું છે :

નિર્ગુણ ઍ સગુણ, લઇ આકાર અલખ જા,
જંહિં ખે પ્રેમ પ્રતીતિ સાં, ભને તુંહિંજો મન,
તંહિં જો ફરિ તદ્‌રૂપ થી, બિના ભેદ, ભજન
પ્રીતિ ઉતે પ્રસન્ન, સામી થીંદુહં સત્‌ગુરુ.

અર્થાત્ - "નિર્ગુણ અને સગુણ બંને માર્ગો સમાન છે. બંનેનું લક્ષ્ય અલખ છે. જેમાં તમારું મન પરોવાય, તેને અપનાવો - પ્રતીતિપૂર્વક અને પ્રેમપૂર્વક. તમે ભેદભાવ રાખ્યા વિના એમાં તદ્રૂપ બની જાઓ; ભજન કરો. પ્રીતિ રાખવાથી [પણ] સદ્‌ગુરુ પ્રસન્ન થાય છે."

ગીતાના તત્સંબંધી શ્લોકોની માફક સામીનો આ શ્લોક પણ શંકાનું નિવારણ કરે છે. સામીના શ્લોકોમાં ગીતાનો સાર સમાઇ જાય છે. ગીતાના ઘણા અનુવાદો સિંધીમાં થયા છે. એમાં સાધુ ટી.એલ. વાસવાણીનો અનુવાદ સહુથી અધિક પ્રમાણભૂત છે. વાસવાણી સ્વયં સંત-કવિ હતા.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા સિવાયની અન્ય ઘણી કૃતિઓનો પ્રભાવ સિંધીના પ્રેમમાર્ગી કવિઓ શાહ લતીફ [1689-1752] અને સચલ સરમસ્ત [1739-1829] તથા જ્ઞાનમાર્ગી સામી [1743-1850] પર પડ્યો છે. અન્ય જે પુરોગામી કવિઓની કવિતાઓનો પ્રભાવ એમના પર પડ્યો છે તેમનાં નામ આ મુજબ છે :

(ક) ગોરખનાથ અને તેમના અનુયાયી યોગેન્દ્રનાથ, રામસિંહ મુનિ અને હેમચંદ સૂર - 11મી સદી

(ખ) કબીર [1456-1595]

(ગ) શેખ ફરીદ (?)

(ઘ) ગુરુ નાનક [1526-1595] અને શીખ ગુરુ

(ઙ) મીરાંબાઇ [1527-1630]

(ચ) દાદૂ દયાળ [1544-1603] અને એમના અનુયાયી કવિઓ.

આ પુસ્તિકાનાં જુદાં-જુદાં પ્રકરણોમાં આવો તુલનાત્મક અભ્યાસ રજૂ કર્યો છે.

# 2

# દાદૂ દયાળની જીવન-ઝરમર

આ પુસ્તિકામાં યથાસ્થાને જેમનો ઉલ્લેખ થયો છે એવાં બધાં દાદૂ દયાળસંબંધી પુસ્તકોમાં એમનો જન્મ સંવત 1601 અથવા ઇ.સ. 1544માં થયો એમ દર્શાવ્યું છે અને મૃત્યુ સંવત 1660 અથવા ઇ.સ. 1603માં થયું એમ મનાય છે.

દાદૂના જન્મસ્થળ અંગે મતમતાંતર છે. ડૉ પીતાંબરદાસ બડથ્વાલે એમના અંગ્રેજી પુસ્તક 'ધ નિર્ગુણ સ્કૂલ ઑફ હિન્દી પોએટ્રી' [હિન્દી કાવ્યની નિર્ગુણ ધારા]માં લખ્યું છે કે એમનો જન્મ અમદાવાદમાં થયો હતો. પરશુરામ ચતુર્વેદીએ પોતાના 'સંત-કાવ્ય' પુસ્તકમાં દર્શાવ્યું છે કે દાદૂ શિશુ અવસ્થામાં અમદાવાદની સાબરમતી નદીમાં ડૂબતા મળી આવ્યા હતા અને ત્યાં જ પાછળથી ઉછરીને મોટા થયા. પણ કઇ જગાએ તે નદીકિનારે મળી આવ્યા હતા એનો ઉલ્લેખ તેઓએ કર્યો નથી. અન્ય વિદ્વાનોના મતે દાદૂ અમદાવાદના લોહીરામ નામના એક નાગર બ્રાહ્મણના પુત્ર હતા. કેટલાકનું માનવું છે કે લોહીરામને આ બાળક નદીકિનારેથી મળ્યું હતું. એમણે એને ઉછેરીને મોટો કર્યો.

ડૉ. બડથ્વાલના મતે દાદૂ પિંજારાનો પુત્ર હતો. પણ ચતુર્વેદી માને છે કે સાબરમતી નદીના કિનારેથી જ જડી આવેલ આ બાળક મોટો થઇને અમદાવાદમાં કોઈ પિંજારાને ત્યાં રૂ સાફ કરવાની નોકરી કરવા લાગ્યો તેથી પિંજારો કહેવાયો. રામચંદ્ર શુકલે 'હિંદી સાહિત્યનો ઇતિહાસ' નામના પોતાના પુસ્તકમાં એને હલકી જ્ઞાતિનો જ માન્યો છે. આ અંગેની વધુ માહિતી માટે ડૉ. વાસુદેવ શર્માનું પુસ્તક 'સંત-કવિ દાદૂ દયાળ અને એમનો પંથ' શ્રદ્ધેય છે.

એટલું નિશ્ચિતપણે કહી શકાય કે દાદૂએ પોતાનું બાળપણ અને યુવાની અમદાવાદમાં વિતાવ્યાં અને ત્યાં એમણે રૂ સાફ કરવાનું કામ કર્યું હતું. એટલું પણ ભારપૂર્વક તારવી શકાય છે કે બાળપણથી તેઓ સાધુઓની સંગતમાં રહ્યા. જ્યાં કથા-કીર્તન ચાલતાં હોય ત્યાં તેઓ પહોંચી જતા અને દત્તચિત્તે તેને સાંભળીને એનાં મૂળ તત્ત્વને આત્મસાત્ કરવાનો પ્રયત્ન કરતા. ક્યારેક તેઓ હિંદુ જોગીઓ-

સંન્યાસીઓની સાથે તો ક્યારેક મુસલમાન ભક્તો-ઇમાનોની સાથે રહેતા હતા. જે જે ભાષામાં આરાધના-પ્રાર્થનાઓ થતી હતી તે ભાષાને સમજવાની કોશિશ કરતા અને નિઃસંકોચપણે પોતાની જિજ્ઞાસાને અન્ય સમક્ષ પ્રકટ કરતા હતા. આમ, આ રીતે તેમનો વિદ્યાભ્યાસ થતો રહ્યો.

જેમ જેમ એમનું મન ભક્તિભાવ તરફ આકર્ષાયું, તેમ તેમ તેઓ દુન્યવી બાબતોથી અલિપ્ત થવા લાગ્યા. 'સંત-ગુણ-સાગર' નામના ગ્રંથમાં સૂચવ્યું છે તે રીતે દાદૂ દયાળે સાડા દસ વર્ષની ઉંમરે પોતાના પિતાના ઘરમાંથી અનાજ કપડાં વગેરે લઇને ગરીબોને વહેંચી દીધાં હતાં. આથી એમના પિતાએ તેઓને ધમકાવ્યા તો તેઓ ખાલી હાથે, ઘર છોડીને ચાલી નીકળ્યા. જનગોપાલ નામના વિદ્વાનના મતે દાદૂ દયાળે અઢાર વર્ષની ઉંમરે ઘર છોડ્યું હતું. હિન્દી સાહિત્યના ઇતિહાસના કેટલાક પુસ્તકોમાં દર્શાવાયું છે કે જેમ જેમ તેમનું મન કમાણીમાંથી ઓછું થતું ગયું, તેમ તેમ એમના સાથીદારો એમને દુનિયાદારીના રસ્તે ખેંચવાનો વધુ પ્રયત્ન કરતા ગયા. આ કોશિશનું પરિણામ એવું આવ્યું કે નાની ઉંમરે એમનું લગ્ન થઇ ગયું. પરંતુ તેઓ કદી ગૃહસ્થી બની શકયા નહિ ને અઢાર વર્ષની ઉંમરે અમદાવાદ છોડીને જતા રહ્યા.

ત્યાંથી નીકળીને તેઓ જોગીઓ અને સાધુઓની સાથે આબુ પર્વત પર પહોંચ્યા. થોડો વખત ત્યાં રહીને તેઓ સિરોહી ગયા અને અંતે તેઓએ કલ્યાણપુર પર્વત પર પડાવ નાખ્યો. કિશનગઢ [રાજસ્થાન]થી થોડે દૂર આ પર્વત આવેલો છે. એને કરડયાલા પર્વત પણ કહે છે. ત્યાંના લોકોની રહેણી-કરણીનો એમના પર ભારે પ્રભાવ પડ્યો. કદાપિ તેઓને ત્યાં જંગલી ફળ મળતાં તો ખાઇ લેતા, નહીંતર ઉપવાસ કરતા. તેમનો મોટાભાગનો સમય એકાંતમાં પસાર થતો. તેઓ કલાકો સુધી ધ્યાન ધર્યા કરતા. ત્યાંના પહાડી લોકો જતા-આવતા એમની પાસે આવતા તો તેઓ તેમની સાથે વાતો કરતા, તેઓને સારી સારી વાતો સમજાવતા ને ઉપદેશ આપતા. આજુબાજુના વિસ્તારમાં એમની નામના વધી અને લોકોની અવર-જવર વધી ગઇ પણ તેમની એકાંતપ્રિય પ્રકૃતિને આ ગમ્યું નહીં પરિણામે તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને પુષ્કર, અજમેર, ભીલવાડા, ચિતોડ વગેરે સ્થળોએથી ફરતા ફરતા કરોલી આવી પહોંચ્યા.

પુષ્કરથી કરોલીની યાત્રા દરમ્યાન એમણે ઘણીબધી જગાએ, ખાસ કરીને ભીલવાડાના શૂદ્રોની દુર્દશા જોઇને, સવર્ણ હિન્દુઓને આર્જવભરી વિનંતી કરી આ ગરીબોને ન રંજાડવા માટે કહ્યું. ઉપરાંત એમની સેવા કરીને ધન્યતા અનુભવે, એમની સાથે સારો વર્તાવ કરે, વેર-વિરોધથી અળગા રહીને સહુને સમાનરૂપે જુએ એવી અરજ પણ કરી :

કિસ સૌં બૈરી હુ રહિયા? દૂજા કોઇ નાંહિ,
ઉસકે અંગસેં ઉપજે, સોઇ હૈ સબ માંહિ.

મહાત્મા ગાંધીએ જેમને પાછળથી હરિજન કહીને ઓળખાવ્યા એવા નીચલા વર્ણના લોકોને દાદૂ આજીવન ચાહતા રહ્યા. તેઓ ભીલવાડાથી સાંભર આવ્યા. એ સમયે સાંભર રાજસ્થાનનું મહત્ત્વનું શહેર ગણાતું. મોગલ સલ્તનતનું તે મુખ્ય કેન્દ્ર હતું. જયપુરની ત્યારે રચના થઇ ન હતી. સાંભરમાં હિંદુ-મુસલમાન વચ્ચે તંગદિલી પ્રવર્તતી હતી તેથી દાદૂએ ત્યાં વસવાનો નિર્ણય કર્યો. સાંભરના સરોવરનો વિસ્તાર મોટો હતો. આ લખનારની ત્યાંની મુલાકાત વેળા પણ એ સરોવર અનેક માઇલોના પટમાં પથરાયેલું હતું. દાદૂએ પોતાના શિષ્યોની સહાયથી એના કિનારે લાકડાના ચાર થાંભલા પર જડેલો અને સાહડીઓથી આચ્છાદિત એક મોટો ચબૂતરો બનાવડાવ્યો. તેઓ આ ચબૂતરામાં રહેતા હતા અને આગંતુકોના કલ્યાણ-સુખ અર્થે ગાયન-શિક્ષણ આપતા હતા. એ સરોવરની મધ્યમાં એક ઊંચો ખડક હતો ત્યાં તેઓ એકાકી ધ્યાન-સ્મરણ અર્થે જતા. થોડા સમય બાદ એ ચબૂતરામાં એક મંદિર બન્યું. આજે એ મંદિર નથી, પણ એની એક સુંદર છત હજુ ત્યાં છે. આજે ય દાદૂના શ્રદ્ધાળુ ભક્તો એની દેખભાળ રાખે છે. એમને શ્રદ્ધા છે કે દાદૂ દયાળની ચરણવંદના માટે જ હજુ એ ત્યાં ટકી રહી છે.

એ વખતે સ્વામીજી સાંભરની ગલીઓમાં રોજ પ્રાતઃકાળે અને સંધ્યાટાણે પોતાની મંડળીસહિત બ્રહ્મસ્મરણ-કીર્તન કરતા કરતા પસાર થતા. એ પ્રભાતફેરીઓ અને સંધ્યાપરિક્રમાઓ દરમ્યાન તેઓ ક્યારેક વચ્ચે થોભતા અને બોધ આપતા. નાત-જાત, દેવ-દેવી પૂજા, તીર્થ-વ્રતનિયમ, તિલક-માળા-કુંડળ અને પાખંડ વેશધારણ આદિની વિરુદ્ધમાં વ્યાખ્યાનો પણ આપતા. હિંદુ-મુસલમાન ભાઇચારા પર તેઓ વધુ ભાર મૂકતા હતા.

એમનો કંઠ નાનપણથી જ મધુર હતો. તેઓ અમદાવાદમાં હતા ત્યારે ત્યાંના મંદિરોમાં તેઓ ગાતા હતા. તેઓ જ્યાં જ્યાં રહ્યા ત્યાં ત્યાં લોકોને પોતાના મધુર સંગીતથી આકર્ષતા. સાંભરમાં પણ આ પરદેશી સાધુ ગાતો રહેતો અને એમ ત્યાંના સામ્પ્રદાયિક તનાવને દૂર કરતો.

સબહિ દેખિયા સોધ કર, દૂજા કોઇ નાંહિ
સબ ઘટ એક હી આત્મા, ક્યા હિંદુ મુસલમાંહિ.
... ... ...
દોનોં ભાઇ હાથ પગ, દોનોં ભાઇ કાન,
દોનોં ભાઇ નૈન હૈં, હિંદુ વ મુસલમાન.
...

જે પહુંચે તે કહ ગએ, તિનિ કી એકઇ બાત,
સભી સયાને એક-મત, ઉનકી એકઇ જાત.

લોકોના ટોળામાંથી એક મુસલમાને આગળ આવીને દાદૂ દયાળની નજીક ઊભેલા એક ભીલને પૂછ્યું, "આ મુરબ્બી કયાંના છે? અહીં કયાંથી આવ્યા છે? મેં એમને અગાઉ અહીં ક્યારેય જોયા નથી!"

દાદૂએ એની વાત સાંભળીને એને ગાઇને જવાબ આપ્યો :
એક દેસ મૈં દેખિઆ, નહિં, નેરે નહિં દૂર,
હમ દાદૂ ઉસ દેસ કે, રહે નિરંતર પૂર.
... ... ...
એક દેસ મૈં દેખિઆ, રુત નહિ પલટૈ કોઇ,
હમ દાદૂ ઉસ દેસ કે, જહાઁ એક રુત હોઈ.

એ મુસલમાન ભાઇને આશ્ચર્ય થયું કે દાદૂએ એવો તો કયો દેશ જોયો છે જે નથી નજીક કે નથી દૂર કે ત્યાંની ઋતુઓ બદલાતી નથી! એણે પૂછ્યું, 'આવો ક્યો દેશ છે?'

દાદૂએ ફરીથી રાગિણી છેડી :
ન તહાઁ હિંદૂ દેવરા, ન તહાઁ તુર્ક મસીત,
દાદૂ આપે આપ હૈ, નહીં તહાઁ રહ રીત.

દાદૂએ એવા દેશનું વર્ણન કર્યું, જ્યાં હિંદુઓનું મંદિર નથી કે મુસલમાનોની મસ્જિદ નથી, ત્યાં રહેવા માટે કોઇ રીતરિવાજની પણ આવશ્યકતા નથી. એની પાસે ઊભેલા લોકોમાં એ પઠાણ હતો. એણે દાઢી વધારી હતી અને કાળો પાયજામો પહેર્યો હતો. એ આ સાંભળીને આનંદિત થઇ ઊઠયો ને ભાવભીના સ્વરે ગાવા માંડ્યો :

નારાયણ ઓંકાર કે, રજ્જબ પંથ અનેક,
કોઇ આવે કહીં દિસ, આગે સ્થળ એક.
... ... ...
હિંદૂ પાવેંગે વહી, તો વહી મુસલમાન,
રજ્જબ કણિકા મહમ કા, જિસકો દે રહમાન.
... ... ...
રજ્જબ હિંદૂ તુર્ક તજ, સમ રહ સિરજનહાર,
પખા પખી સોં પ્રીતિ કર, કૌન પહુંચા પાર?

એ પઠાણ દાદૂ દયાળના શિષ્ય હતા. આ વાત ત્યાંના લોકોને જાણવા મળી હતી. હવે જ્યારે એમને પ્રત્યક્ષ જોયા ત્યારે એમના મોઢામાંથી એકતાની વાણી સાંભળીને એ ખુશીથી 'હે પ્રભુ!' અને 'સુબહાન અલ્લા' બોલી ઊઠ્યા! પણ એકાએક તરત જ સન્નાટો છવાઇ ગયો. એ કોઇ દિવ્ય શક્તિના પ્રભાવ હેઠળ હોય એવું લાગતું હતું. શહેનશાહ અકબર હિંદુ-મુસ્લિમ એકતા માટે પ્રયત્નશીલ રહેતા હતા; પરંતુ જેટલું દાદૂ દયાળ અને તેમના હિંદુ-મુસલમાન શિષ્યોએ કરી બતાવ્યું એટલું તેઓ નહોતા કરી શકયા. અહીં નોંધવું જોઈએ કે કેટલાક ઇતિહાસ ગ્રંથો અનુસાર દાદૂ દયાળ જ્યારે આમેડ ગયા ત્યારપછી જ રજ્જબ એમના શિષ્ય થયા હતા. ગમે તે હો, દાદૂ દયાળ અને રજ્જબની વાણી દ્વારા શહેનશાહ અકબરને પોતાની ધ્યેયસિદ્ધિમાં ઘણી સહાયતા મળી. આજે પણ એમની આવી વાણીની આવશ્યકતા છે.

અમુક દાદૂ ભક્તોનું કહેવું છે કે દાદૂની કીર્તિ સાંભરથી માંડીને અમદાવાદ સુધી પ્રસરી. એમની ત્યક્તા પત્ની એના સંતપતિના દર્શને સાંભર આવી. તેઓ બંને જ્યારે બહુ નાનાં હતાં ત્યારે દાદૂએ એમની પત્નીનો ત્યાગ કર્યો હતો. પાછળથી તેઓ બંને સાંભરમાં સાથે રહ્યા. પાછળથી જે સ્વામી ગરીબદાસ એમની ગાદી પર બેઠાં તે અંગે એવું મનાય છે કે તેઓ દાદૂના શિષ્ય જ નહીં, એમનું સંતાન પણ હતા. તેમનો જન્મ સાંભરમાં સન્ 1557માં થયો હતો. જે વર્ષે એમનો જન્મ થયો, એ વર્ષે આમેડમાં સામ્પ્રદાયિક વૈમનસ્ય વધ્યાના સમાચાર જાણીને દાદૂ સાંભર છોડીને આમેડ આવીને વસ્યા.

આમેડમાં એક બાજુ સગુણ ધારાના કૃષ્ણ ભક્તોની બોલબાલા હતી [ત્યાંના કેટલાય લોકો સૌરાષ્ટ્રના વૈષ્ણવભક્ત શ્રી કૃષ્ણદાસ પાંહારીના અનુયાયી હતા], તો બીજી બાજુ કટ્ટર મૌલવીઓની ધાક જામી ગઈ હતી. એવે વખતે ત્યાં પહોંચવું દાદૂને ઉચિત જણાયું, જેથી કરીને ત્યાંના લોકોને સાચું માર્ગદર્શન મળી રહે. અગાઉ કહ્યું છે તેમ ત્યારે જયપુરનું નિર્માણ થયું ન હતું, આમેડ જ રાજસ્થાનની રાજધાની હતી. ત્યાંના રાજા ભગવાનદાસ અને એમનો યશસ્વી પુત્ર માનસિંહ શહેનશાહ અકબરના દરબારી હતા.

દાદૂ દયાળે આમેડની ટેકરી પર એક મંદિર બનાવડાવ્યું, જે આજે પણ હયાત છે. આ મંદિર દાદૂ પંથીઓનું મુખ્ય તીર્થસ્થાન છે, કેમકે ત્યાં કરીને દાદૂએ પોતાના જીવનના લક્ષ્યને હાંસલ કર્યું હતું. એટલું જ નહીં, વધુમાં વધુ શિષ્યો પણ તેમને ત્યાં જ મળ્યા હતા.

ત્યારે અકબરની રાજધાની સિક્રી હતી. સ્વામી દાદૂ દયાળની મુલાકાત અકબર સાથે ત્યાં થઇ. એ પ્રસંગ બહુ રસપ્રદ છે. એમ કહેવાય છે કે દાદૂના સ્વામી માધવદાસ નામના એક શિષ્ય સિક્રીના એક મંદિરમાં મૂર્તિ તરફ પોતાના પગ

લાંબા કરીને બેઠા હતા. આ જોઇને મંદિરના પૂજારીને ગુસ્સો આવ્યો. એણે જઇને રાજાના દરબારમાં ફરિયાદ કરી. અકબરને જેટલી દિલચસ્પી મસ્જિદોમાં હતી એટલો જ રસ તેઓ હિંદુ મંદિરો માટે પણ ધરાવતા હતા. આથી જ્યારે એમના પરિચિત પૂજારીએ ફરિયાદ કરી તો એમણે સ્વામી દાદૂ દયાળના ધૃષ્ટ વ્યવહાર આચરનાર શિષ્ય સ્વામી માધવદાસને કેદ કરીને એમને સિંહનાં પાંજરામાં નાખવાનો હુકમ કર્યો. પાંજરામાં સ્વામી માધવદાસ સમાધિસ્થ થઇ ગયા અને સિંહ એમનાથી થોડે દૂર જઇને સૂઇ ગયો.

હવે તો શું કહેવું? આવા શિષ્યના ગુરુ દાદૂ દયાળને નિમંત્રણ મોકલવામાં આવ્યું. જ્યારે માધવદાસ અને આમેડના રાજા ભગવાનદાસ નિમંત્રણ લઇને દાદૂને ઘેર પહોંચ્યા ત્યારે તે સિક્રી જવા તૈયાર થયા. તેઓ દરબારમાં પહોંચ્યા ત્યારે એમના સત્કાર માટે કોઇ કહેતાં કોઇ પોતાની જગાએથી ઊઠ્યું નહીં કે ન તો તેઓને આવકારવા માટે કોઈ આગળ આવ્યું. આ બધી બાબતો તો ઠીક, પરંતુ એમને બેસવાના આસન સુધ્ધાંની વ્યવસ્થા કરવામાં આવી ન હતી. આમ છતાં સંતના મુખ પર લગીરેય ખિન્નતાનો ભાવ ન હતો. તેઓ અકબરની સામે ઉપસ્થિત થયા ને એમની સામે પ્રશ્નભરી નજરે જોઈ રહ્યા.

સમ્રાટે કહ્યું, ''કેટલીક વાતોનો તરત ને એક સાથે જવાબ ઇચ્છું છું –

1. ભગવાનની જાત વિશે કહો,
2. એમનાં અંગો વિશે કહો,
3. એની હયાતી અંગે સમજાવો,
4. એના રંગ વિશે કહો.''

સંતે તરત જ એક સાખી લલકારી :

ઇશ્ક ખુદાકી જાત હૈ, ઇશ્ક ખુદાકા રંગ,
ઇશ્ક ખુદા-ઇ-વજૂદ હૈ, ઇશ્ક ખુદાકા અંગ.

રાજા અને સંતની આ મુલાકાતમાં સંતનો વિજય થયો. રાજાએ એમની માફી માગતાં કહ્યું કે, 'મેં આપને પૂરેપૂરા ચકાસવા માટે જ આપના આસન સુદ્ધાંની વ્યવસ્થા કરી નહોતી. આવો, મારી સાથે આ તખ્તા પર આવીને બેસો.'

દાદૂએ જીવની મર્યાદાઓનું સ્મરણ કર્યું અને બ્રાહ્મનું ધ્યાન ધર્યું. એ ત્યાં જ ઊભા રહ્યા અને બોલ્યા :

તિલ-તિલકા અપરાધી મૈં, રતી-રતીકા ચોર,
પલ-પલકા મૈં ગુનહી હૂં, બખ્શો અવગુણ મોર.

સ્વામી દાદૂ દયાળમાં નામ જેવા જ ગુણ હતા. તેઓ ધ્યાની મૂર્તિ હતા. એકવાર આમેડમાં તેઓ પોતાના નિવાસનો દરવાજો વાસીને ધ્યાનમગ્ન મુદ્રામાં બેઠા હતા ત્યારે કેટલાક અજ્ઞાની લોકોએ એમનાં બારણાંને ઇંટ-માટી વડે લપેડી મૂક્યું. એ સમાધિમાંથી ઊઠ્યા ત્યારે એમને આ નવી સ્થિતિનો ખ્યાલ આવ્યો. તેઓ ફરીથી સમાધિલીન થઇ ગયા. એમના શિષ્યો આવ્યા, એમને ખ્યાલ આવ્યો કે શી હકીકત બની છે તેથી તેઓ ઓટલી તોડીને અંદર ગયા ને જોયું તો તેઓ તો ધ્યાનમગ્ન હતા. પછી શિષ્યોએ કહ્યું કે આવા દુર્જનોને શિક્ષા કરવી જોઇએ. દાદૂએ કહ્યું, 'તેઓ તો સજ્જનો હતા. તેમણે મને પ્રભુ સ્મરણ માટે વધુ સમય આપ્યો. બહારનાં દ્વાર બંધ થવાથી મારાં ભીતરનાં દ્વાર ખૂલ્યાં હતાં.'

એમની દયા અને કરુણા અંગે બીજી વાત પણ જાણીતી છે. એક વખત તેઓ પોતાના મંદિરમાં પ્રવચન કરતા હતા. મંદિરના દ્વારે એક સ્ત્રીએ આવીને સ્વામી દાદૂ દયાળને ગાળો ભાંડવા માંડી. શ્રોતાઓમાંથી થોડા લોકો ઊઠ્યા. દાદૂએ એમને રોક્યા ને કહ્યું, 'આ ગાળો મને ભાંડે છે એવું તમે કેવી રીતે કહી શકો?'

આ વખતે એ સ્ત્રીએ એમની તરફ આંગળી ચીંધીને કહ્યું, 'તમને ગાળો ભાંડું છું.'

બીજા લોકો પણ ગુસ્સે થઇ ઊઠ્યા પણ દાદૂએ એમને રોકીને કહ્યું, 'તમે લોકો બેસી રહો. મારા માટે આ ગાળો નથી. આ સ્ત્રી મારું નામ પણ બોલી નથી.'

એ સ્ત્રી ગુસ્સાથી રાતીપીળી થઇ ગઇને બોલી, 'દાદૂ, મેં જે કહ્યું અને જે કહેવાની છું એ બધું તમને ઉદ્દેશીને છે.'

હવે તો બધા જ ઊભા થઇ ગયા. દાદૂ પણ પોતાની જગાએથી ઊઠ્યા ને બોલ્યા, 'બહેન, તું આમ બહાર કેમ ઊભી રહી છો? અંદર આવ. મને ખૂબ ગાળો ભાંડ અને તારું મન હળવું કર. પણ એ તો કહે કે હું દાદૂ છું? હું તો 'હું' નથી. 'હું' તો કેવળ માટીનું પૂતળું છું. એને જ તારી આ ગાળો સાંભળવા મળી છે.'

પછી તો શું? એ સ્ત્રી શાંત થઇ ગઇ. ચારેબાજુ શાંતિ છવાઇ ગઇ. આ બે દૃષ્ટાંતો સિવાય અન્ય એવાં કેટલાંય દૃષ્ટાંતો પ્રાપ્ત થાય છે જેમાંથી એમના કરુણામર્યા વ્યક્તિત્વનો અને માંસાહાર તેમજ હિંસાના તેમના વિરોધનો ખ્યાલ આવે છે.

આમેડમાં એમના અનુયાયીઓની સંખ્યા વધી ગઇ અને ત્યાં આવનારા લોકોના નિવાસ વગેરેની વ્યવસ્થા અપૂરતી હતી. એના માટે વિશાળ જગા જોઇએ પણ આમેડના રાજા માનસિંહને દાદૂ દયાળની પ્રવૃત્તિઓ પ્રત્યે ઝાઝો આદરભાવ ન હોવાથી તેઓ એવી જમીન ફાળવવા તૈયાર ન હતા. પરિણામે દાદૂ આમેડ છોડીને નારાયણા આવી વસ્યા.

નારાયણા મોટું શહેર હતું. ત્યાંના નરેશ જગમાલસિંહ અને ત્યાંની પ્રજાએ એમનું ભવ્ય સ્વાગત કર્યું, પરંતુ તેઓ તો આ ભીડ જોઇને ગભરાઇ ગયા. પોતાનું

દેવાલય અને વિશ્રામસ્થાન બનાવવા માટે તેઓને નારાયણા પાસે આવેલ ત્રિપોલિયા સ્થાન સારું જણાયું હતું. ત્રિપોલિયા સિવાય નારાયણાથી અગિયાર માઇલ દૂર આવેલ મૈરાણા પર્વત પણ એમને ગમ્યો હતો. રાજા જગમાલસિંહે જ્યારે જાણ્યું કે તેઓ નારાયણા સિવાયના અન્ય કોઈ સ્થાન વિશે વિચારી રહ્યા છે ત્યારે તેઓ સ્વયં સ્વામીજી પાસે ગયા અને એમને નારાયણામાં વસવા માટે મનાવી લીધા. ત્યાં મોટું મંદિર બનાવડાવ્યું ને અન્ય વ્યવસ્થાઓ પણ પૂરી પાડવામાં આવી. નારાયણા દાદૂ પંથીઓનું વિશિષ્ટ તીર્થસ્થાન છે. એની માવજત આજે પણ થતી હોવાથી આજે ય એ મંદિર હયાત છે. દાદૂ પંથીઓએ ત્રિપોલિયા અને મૈરાણા પર્વત પર પણ દાદૂદ્વાર અને છત્રીઓ બનાવડાવી હતી.

દાદૂ નારાયણામાં લગભગ છએક વર્ષ રહ્યા. આમેડ વસવાટના દિવસોથી જ એમના શિષ્યો એમની વાણીનો સંગ્રહ કરતા હતા. એમનું સર્જન રાજસ્થાનીમાં જ નહીં, સિંધી સહિત અનેક ભારતીય ભાષાઓમાં થયું છે. એમણે ભારતના અનેક પ્રદેશોનો પ્રવાસ કર્યો હતો અને તેઓએ જે તે પ્રાંતની ભાષા પણ શીખી લીધી હતી. એમનું સમગ્ર સર્જન એક જ લિપિમાં લખાયું છે. આજની દેવનાગરીના જેવી જ એ લિપિ છે. જો કે, મારવાડની હસ્તપ્રતોમાં દેવનાગરીનું પ્રાચીન રૂપ જ જોવા મળે છે. આ બધી જ પોથીઓ નારાયણાના મંદિરમાં, નારાયણાપલિકા નાના એક સુંદર સુશોભિત છત્ર નીચે સુરક્ષિત છે. થોડીઘણી હસ્તપ્રતો લખનૌમાં પણ મળે છે. દાદૂ પંથીઓનું મુખ્ય ગ્રંથાલય કસૂર નગરમાં હતું. દેશવિભાજન પછી એ પાકિસ્તાનનો એક ભાગ બની ગયું. મને જણાવતાં ખેદ થાય છે કે આજે એ ગ્રંથાલય મોજૂદ નથી, એને બાળી નાખ્યું છે.

એમ કહેવાય છે કે સ્વામી દાદૂ દયાળને બે દિવસ અગાઉ પોતાના મૃત્યુની જાણકારી થઇ ચૂકી હતી. એમના મર્ત્ય અવશેષોને રાખવા નારાયણા મંદિરની નજીક એક સમાધિ બનાવવામાં આવી. એક મત મુજબ મૈરાણા પર્વત પર એમની સમાધિ બનાવાય એવું તેઓ ઇચ્છતા હતા. તેઓ સંત-કવિ હતા. એકાંતપ્રિય હતા. એમની આ પ્રકારની ઇચ્છા સહજ રૂપની હતી. એમના મૃત્યુ પછી એવું જ કરવામાં આવ્યું. બીજા મંતવ્ય મુજબ તેઓ અગ્નિસંસ્કાર અથવા સમાધિના વિરોધી હતા અને ઇચ્છતા હતા કે એમનો મૃતદેહ જંગલમાં મૂકી દેવામાં આવે જેથી ત્યાંના પશુઓ પોતાનું પેટ ભરી શકે. એમણે એક ઠેકાણે કહ્યું છે :

મારી ભખૈ જનાવરાં, સહજ મહોછૌ હોઇ.

અર્થાત્ – 'પશુઓ દ્વારા થતું મૃતક શરીરનું લક્ષણ એક મહોત્સવ જ કહેવાય.' પરંતુ રજ્જબ સિવાયનો એમનો એક પણ શિષ્ય આ વાત સાથે સંમત ન હતો.

એમની સમાધિ ખુલ્લા આકાશ, સૂર્ય અને ચંદ્રની છાયામાં મેરાણા પર્વત પર બની. એ સ્થાન આ સંત-કવિને અતિ પ્રિય હતું.

દાદૂ દયાળે પોતાના જીવનકાળ દરમ્યાન પોતાના શિષ્યો માટે એવા સિદ્ધાંતો બનાવ્યા હતા અને તેમનું માનવું હતું કે હિંદુ અને મુસલમાન બંને પોતપોતાના ધર્મ-મજહબને આધીન રહીને પણ એનું પાલન કરી શકશે. આગળ જતાં દાદૂ પંથ અસ્તિત્વમાં આવ્યો; જેના નીચે પ્રમાણેના છ વિભાગ છે :

1. ખાલિસ દાદૂપંથી : એમના શિષ્યો નારાયણામાં જ વસે છે,

2. જયપુર નાગા : સંત સુંદરદાસ એના અનુગામી થયા હતા.

3. વિરક્ત : તેઓ સર્વસ્વ ત્યજીને ભ્રમણ કરતા રહે છે અને લક્ષ્મીને સ્પર્શતા નથી.

4. ઉત્તરીય : તેઓ પંજાબના કેટલાક વિસ્તારોમાં, દિલ્હી, અલવર, કોટા વગેરે સ્થળે રહે છે અને નાગોના જેવા છે.

5. ભભૂતિયા દાદૂ પંથી : તેઓ પોતાના શરીર પર રાખોડી ચોપડી રાખે છે અને કેવળ અનાજની જ ભીખ માંગે છે.

6. તપસ્વી : તેઓ વિરક્તો જેવા છે, પણ પોતાની જટાને બાંધી રાખે છે. તેઓ સાધના કરે છે અને હસ્તપ્રતો તૈયાર કરે છે. તેમનું અસ્તિત્વ લગભગ સોએક વર્ષ સુધીનું રહ્યું.

આજે દાદૂપંથનો પ્રભાવ સાવ ઓસરી ચૂક્યો છે. એમના ઝાઝા અનુયાયીઓ રહ્યા નથી. સિંધના મહાકવિ શાહ લતીફના સમય દરમ્યાન દાદૂ પંથીઓમાંના વિરક્ત, નાગા અને તપસ્વીઓ દરગાહની બહાર પડાવ નાખતા હતા, થોડા વખત પછી ત્યાંથી સ્થળાંતર કરતા. આ પ્રકારની આવન-જાવન ચાલ્યા કરતી હતી. આજેય ભારતીય સાહિત્ય મનીષીઓ અને સાહિત્યપ્રેમીઓમાં દાદૂ અને એમના મુખ્ય શિષ્યો- રજ્જબ, સુંદરદાસ, વાજિદ પઠાણ વગેરેને માટે આદરની ભાવના પ્રવર્તે છે. દાદૂની સરળ રાજસ્થાનીમાં લખાયેલ આ સાખીઓ તેમને આહ્‌લાદનો અનુભવ કરાવે છે. એમની એક સાખી આ પ્રમાણે છે :

હમ સે હુઆ ન હોઇગા, ના હૂં કરણી જોગ,
જ્યૂં હરિ ભાવૈ ત્યૂં કરૈ, દાદૂ કહૈ સબ લોગ.

# 3

# દાદૂ દયાળના સમકાલીન શિષ્ય કવિઓ

દાદૂ દયાળની હયાતીમાં જ અનેક પ્રતિષ્ઠિત હિંદુ તથા મુસલમાનો એમની પાસેથી ગુરુમંત્ર પામીને એમના શિષ્યો થયા હતા. એમાંથી બે હિંદુ તથા બે મુસલમાન - એમ ચાર સંતકવિઓ આ પ્રમાણે છે :

(1) **જન રજ્જબ :** મિયાં રજ્જબ પઠાણ હતા. એક ગ્રંથાનુસાર એમનો જન્મ લગભગ 1568માં થયો કહેવાય છે. એમના માતા-પિતા અંગે કોઇ માહિતી મળતી નથી. રજ્જબ શું કરતા હતા તેની પણ જાણકારી નથી મળતી. એમની સાખીઓને આધારે એવું ફલિત થઇ શકે છે કે એમણે પોતાની યુવાની કેટલાંય કુકર્મો આચરીને એમ જ વેડફી મારી હતી. તેઓ મતાંધ અને વ્યભિચારી તરીકે પંકાયેલા હતા. એક વખત રસ્તેથી પસાર થતા હતા ત્યારે એમણે દાદૂ દયાળના મધુર કંઠે નીચેનો દોહો સાંભળ્યો :

કિસ સૂં બૈરી હુ રહિયા? દૂજા કોઈ નાંહિ,
ઉસકે અંગસે ઉપજે સોઇ હૈ સબ માંહિ.

ત્યારબાદ એમને દાદૂ દયાળના શિષ્ય બનવાનું મન થયું. પરંતુ દાદૂએ એમને સલાહ આપી કે પહેલાં જીવનપદ્ધતિમાં પરિવર્તન લાવો, દુરાચાર અને સામ્પ્રદાયિક અત્યાચારનો માર્ગ છોડીને લગ્ન કરીને વ્યવસ્થિત જીવન જીવવાની શરૂઆત કરો. થોડા દિવસો બાદ એમના લગ્નની તૈયારીઓ થવા માંડી. માથે સહેરો બાંધીને, સુસજ્જ થઇને શરિયતાનુસાર વિધિવિધાન કરીને તે ઘોડી પર સવાર થયા. શરણાઇના મંગલ સૂરો રેલાય એ પહેલાં તો એમને દાદૂની સાખીનું સ્મરણ થયું :

કિયા થા કુછ જોગ હાજ, સેવા-સ્મરણ સાજ?
દાદૂ ભૂલા બંદગી, સરયૈ ન ઇકો કાજ.

રજ્જબનો વિચાર બદલાઇ ગયો. એમને થયું કે લગ્ન ઘણી મોટી જવાબદારીનું

કામ છે. મેં એના માટે પૂરતી તૈયારી રાખી હતી? માથેથી સહેરો ઉતારીને તેઓ દાદૂ દયાળના પગે પડ્યા. અનાયાસ એમના મુખમાંથી સરી પડ્યું :

તુમ જોગે સેવક નહીં, મૈં મતાંધ, કર્તાર,
રજ્જબ ગુણ નહિ બાપુરે! બહુત કિયો વિભચાર.

દાદૂએ પ્રસન્ન થઇને એમને ગુરુ મંત્ર આપ્યો. દાદૂના જીવનકાળપર્યન્ત જ એમના શિષ્ય બની રહેવાને બદલે રજ્જબે પોતાના જીવનનાં શેષ 23 વર્ષો પણ એમના દરબારના એક ફકીરની માફક જ વ્યતીત કર્યાં. એમણે 1626માં નારાયણા નજીકના એક જંગલમાં જઇને પોતાનો દેહ છોડ્યો. જંગલમાં જતાં અગાઉ તેમણે પોતાના ગુરુભાઇઓને કહ્યું, 'હવે મારું તેડું આવી ગયું છે. મારા શેષ દિવસો વનમાં પસાર થશે. ત્યાં મારો મૃતદેહ ભલે જાનવરોનો ખોરાક બની જાય.'

એમણે વિષય-વાસનાનો ત્યાગ કરીને હિંદુ-મુસલમાન એકતા ઉપર અનેક દોહા રચ્યા છે. એમાંના કેટલાક આ મુજબ છે :

માતા તો મેરી સકલ, જે જનની જગ આઇ,
જન રજ્જબ જનની સવૈં, કર સૂં વિષય કમાઇ?

મુરીદ મતા તબ જાનઇ, મન સુરીદ જબ હોઇ,
રજ્જબ પાવઇ પીર સૂં, જા સમ ઔર ન કોઇ.

મુલ્લા! મન બિસ્મિલ્લા કરઉ, તજઉ સ્વાદકા ઘાટ,
સબ સૂરત સુબહાન કી, ગ઼ાફ઼િલ ગલા ન કાટ.

કુછમેં મોહિત માલિકા, સબહૂ મેં સુબહાન,
રજ્જબ જાણી જ઼ાહિરા, રહીમ મહિ રહમાન.

મારિયા જાઇ ત મારિયે, મનસા વૈરી માંહિ
જન રજ્જબ સો છાડ઼િકર, મારણ કૂ કછુ નાંહિ.

**(2) સંત સુંદરદાસ :** સુંદરદાસ પિતાનું નામ ચોખારામ હતું. જ્ઞાતિએ તેઓ ખંડેલવાલ વૈશ્ય હતા. એમની માતાનું નામ સીતા હતું અને તે પણ આ જ જ્ઞાતિનાં હતાં. પણ બંનેનાં કુટુંબો જુદાં-જુદાં હતાં. રાઘવહાસ નામના એક સંત-કવિએ પોતાના પુસ્તક 'ભક્તમાલા'માં સુંદરદાસના જન્મ સંદર્ભે એક વિચિત્ર વાત નોંધી છે. એમણે નોંધ્યું છે કે એક વખત દાદૂ દયાળના માનીતા શિષ્યો

ભિક્ષા માગવા નીકળ્યા હતા. એમાંના એક હતા એમના પ્રિય જગાજી. જગાજી સીતા નામની એક કન્યાના પડોશીને ત્યાં પહોંચ્યા; ત્યારે સીતાના માતા-પિતા ઘરમાં નહતા અને તે બારણા પાસે બેઠી બેઠી સૂતર કાંતતી હતી. જગાજીએ મોટેથી કહ્યું, ‘ભાઈ સૂત આપો ને પુત્ર પામો.’ કન્યા સીતા તો શરમથી લાલચોળ થઇ ગઇ, પણ એણે કાંતેલું સૂતર જગાજીની ઝોળીમાં પધરાવી દીધું. પછી કહ્યું, ‘લો બાબા, સૂત.’ જગાજીએ એની પીઠ થાબડીને આશીર્વાદ આપ્યા ને જઇને પોતાના દરબારમાં પોતાના ગુરુને સૂતદાન અને પુત્રવરદાનની વાત કરી. ગુરુજીને જગાજીના વચનનું રક્ષણ કરવાની ઇચ્છા થઇ. તરત જ, સીતાનું લગ્ન ચોખારામ સાથે થયું ને તેને પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. ચોખારામ અને સીતાનાં કુટુંબો ધનવાન હતાં, પણ તેઓએ દાદૂની કૃપાથી પ્રાપ્ત થયેલ બાળક સુંદરદાસને એમના ચરણે સમર્પી દીધો. બાળક સુંદરદાસ ત્યારે પાંચ-છ વર્ષનો હતો. આ વાત 1602ની છે. 1603માં દાદૂ દયાળનું મૃત્યુ થયું ને બાળક સુંદરદાસની દેખરેખ એમના શિષ્ય જગજીવનદાસે કરી.

સુંદરદાસ થોડા મોટા થયા ત્યારે જગજીવનદાસ, રજ્જબ અને અન્ય સંતો એમને શાસ્ત્રાભ્યાસ માટે કાશી લઇ ગયા. એમની કૃતિઓનાં ચયનથી ફલિત થાય છે કે મહાકવિમાં વૈયક્તિક પ્રતિભાના ઓજસની સાથોસાથ પરંપરાના ગહન અધ્યયનની પણ આવશ્યકતા હોય છે. સંત તુલસીદાસમાં આ બંને ગુણોનાં દર્શન થાય છે. તુલસીદાસ સગુણધારાના કવિ છે જ્યારે સુંદરદાસ નિર્ગુણધારાના છે.

સુંદરદાસે કાશીમાં ઘણો સમય વીતાવ્યો અને અનેક ગ્રંથોનું નિર્માણ કર્યું. પુરોહિત શ્રી નારાયણ શર્માએ ‘સુંદર ગ્રંથાવલી’ના બે ભાગોમાં એમના તમામ ગ્રંથોનું સંપાદન કર્યું છે. આ ગ્રંથાવલી રાજસ્થાન રિસર્ચ સોસાયટી, કલકત્તાએ 1936માં પ્રકાશિત કરી હતી. એના પહેલા ભાગમાં મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરની અંગ્રેજી પ્રસ્તાવના સામેલ છે. સુંદરદાસની કૃતિઓનો પ્રભાવ સિંધી કવિઓ ઉપર પણ પડ્યો છે એની પ્રતીતિ એમના નીચેના કેટલાક દોહાઓ વાંચતાં સ્પષ્ટ થશે :

ઉહૈ એન ઉહ ગૈન હૈ, નુક્તા હો હૈ ફેર,
સુંદર નુક્તા ભરમ લગૈ, જ્ઞાન સુફેદા હેર.

સુંદર જો ગ઼ાફ઼િલ હુઆ, તો વહ સાંઇ દૂર,
જો બંદા હાજ઼િર હુઆ, તો હાજ઼િરા હજૂર.

સુંદર અંદર પૈઠકર, દિલ મૂં ગોતા માર,
તો દિલ હી મૂં પાઇયે, સાઇં સિરજન હાર.

ઐસી તેરી સાહિબી, જાન સક ન કોઇ,
સુંદર સબ દેખૈ સુનૈ, કાહૂ લિપ્ત ન હોઇ.

પરમાત્મા સૂં આત્મા, જુદૈ રહી બહુ કાલ,
સુંદર મેલા કર દિયા, સત્ગુર મિલૈ દલાલ.

સુંદર સૌદા કીજિયૈ, ભલી વસ્તુ કુછ ખાટ,
નાના બિધકા ટાંગરા, ઇસ બનિયે કે હાટ.

સુંદર ચેતન આત્મા, જડ઼સે કિયો સ્નેહ,
દેહ ખેહ સૂં મિલ રહિયો, રત્ન અમોલક દેહ.

જૈસે જલમેં કમલ હૈ, જલસે ન્યારો સોઇ,
સુંદર બ્રહ્મ વિચાર કર, સબસે ન્યારો સોઇ.

સમુંડ સમાની બૂંદમેં, રાઇ માંહીં મેર,
સુંદર યહ ઉલ્ટી ભઇ, સૂરજ કિયો અંધેર.

અનેક માંહીં એક હૈ, સબ માંહીં હૈ એક,
સુંદર સબ જગ એક મેં, એક હી મેં અનેક.

અહીં એક વાત ફલિત થાય છે કે અમારા સિંધી કવિ સામીના અનેક શ્લોકોની તુલના સુંદરદાસની સાખીઓ સાથે કરી શકાય એમ છે. બંનેની કલ્પનયોજના સમાનરૂપની છે. બંને કવિઓ નિર્ગુણ સંપ્રદાયના છે. સામી સુંદરદાસ પછી લગભગ પંદર વર્ષે જન્મ્યા.

**(3) ભક્ત વાજિદ પઠાણ :** આ પઠાણ પણ રાજસ્થાનના હતા. એમનું જીવનવૃત્તાંત પ્રાપ્ત થતું નથી. અન્ય કવિઓનાં વૃત્તાંતમાં એમના વિષે ફક્ત એટલું કહેવાયું છે કે એક દિવસ તેમણે જંગલમાં શિકાર કરતાં કરતાં એક હરિણીને ઢાળી દીધી. એને ખૂબ તડપતી જોઇને વાજિદના મનમાં એક સાથે કરુણા અને પશ્ચાતાપના ભાવ ઉત્પન્ન થયા. તેઓ દાદૂ દયાળના નામથી સુપરિચિત હતા તેથી આમેડમાં એમની પાસે જઇને એમના શિષ્ય બની ગયા. તેઓ શીઘ્રકવિ હતા. એમના ચાર તુકવાળા છંદ ભારતીય કાવ્યજગતમાં વિશેષ મહત્ત્વ ધરાવે છે :

1. કહિયો જાય સલામ હમારે રામ કૂં
નયન રહે ઝડ઼િ લાય તુમ્હારે નામ કૂં,
કમલ ગયા કુમ્હલાય, કલિયાં ભી જાસે,
હરિ હાં, વાજિદ! ઇસ બાડ઼ીમેં ભૌંર ફિર ન આસે.

2. દિલ કે અંદર દેખ કિ તેરા કૌન હૈ,
ચલે ન કોઇ સાથ અકેલા ગૌન હૈ,
દેખ દેહ ધન દાર, ઇનૂં મૂં ચિત્ત દિયા,
હરિ હાં, વાજિદ! નિસ દિન રામ કામ તૈં ક્યા કિયા?

3. પીવ બસા પરદેસ, કિ જોગિન મૈં ભઇ,
ઉન્મન મુદ્રા ધાર, ફકીરી મૈં લઇ,
ઢૂંઢિયા સબ સંસાર, કિ અલખ જગાઇયા,
હરિ હાં, વાજિદ! વહ સૂરત વેખ, કછુ નહીં ભાઇયા.

કેટલાંક પુસ્તકોમાં એવું ટાંકવામાં આવ્યું છે કે અહીં આપેલ વાજિદનો પહેલો છંદ એમણે દાદૂ દયાળના મૃત્યુટાણે લખ્યો હતો.

**(4) વિષના અથવા બિખનાજી મીરાસી :** શરૂઆતમાં તેઓ સામાન્ય મીરાસી હતા. તે કોનું સંતાન હતા તેની જાણકારી મળતી નથી. તેઓ નારાયણામાં દાદૂ દયાળના સ્થળની નજીક જન્મ્યા હતા એટલું જાણવા મળ્યું છે. એમનું મૃત્યુ પણ એ જ ગામમાં થયું હતું.

તેઓ સાધારણ જનસમૂહ આગળ મીરાસી થઇને, ગાઇગાઇને પોતાનું ઉદરપોષણ કરતા હતા. એમનો કંઠ મધુર હતો. સંગીત દ્વારા લોકોને પોતાના વશમાં કરી લેતા હતા. આવા જ એક ટોળા આગળ તેઓ હોળીના ફાગ ગાઇ રહ્યા હતા ત્યારે દાદૂ દયાળ પોતાના શિષ્યોસમેત ત્યાં પહોંચી ગયા. એમણે બિખનાજી મીરાસીને આશીર્વાદ આપ્યા, 'બિખનાજી, તમે બહુ કીર્તિ રળશો. નિરંજનનાં ગુણ ગાઇને લોકોને ન્યાલ કરશો.' તે જ ઘડીથી, બિખનાજી એમના શિષ્ય થઇ ગયા.

બિખનાજી, દાદૂ દયાળ અને એમના રજ્જબાદિ શિષ્યોની સાથે ગામેગામ ઘૂમ્યા અને અલખનું નામ ધખાવ્યું. એમની સંતવાણીનું, દાદૂ દયાળ વિદ્યાલય, જયપુરના મુખ્ય અધિકારી સ્વામી મંગળદાસે સંપાદન કર્યું છે. એમની કેટલીક સાખીઓ :

બિષના! ઇહ વ્યૌપાર મેં, ટોટા મનહું ન આણિ,
સિર સાટે જૌહર મિલે, તબ લગિ સહુંગા જાણિ.

દૂધ મિલૈ જ્યોં નીર મેં, જલ મિશ્રી ઇક રૂપ,
સેવક સ્વામી નાંવ દુઇ, બિષના! એક સ્વરૂપ.

બાએં ડિગઇ ન દાહિને, ગત હિ અપૂઠા થાઇ,
દાદૂ દેસ બતાઇયા, ઉસી માર્ગ કૂ જાઇ.

બિષના! હરિ જલ બરસયા, જલ થલ ભરે અનેક,
કર્મ કુઠારા માણસા, રોમ ન ભીગેં એક.

સ્વામી દાદૂ દયાળના લગભગ 154 શિષ્યો હતા. એમ કહેવાય છે કે એમાંથી પ્રત્યેક પોતપોતાની ચાલનાવાળા કવિ હતા. કેટલાક કવિઓ રાજસ્થાનના દૂરદૂરના પ્રદેશોના હતા. આથી એમની શૈલીનો પ્રત્યક્ષ પ્રભાવ સિંધી સંતકવિઓ પર પડ્યો નથી. રાજસ્થાની સંતકવિઓનો શાહ લતીફ અને સામી જેવા સિંધી સંત કવિઓ પર વિશેષ પ્રભાવ પડયો છે. એનું રસપાન કરીએ :

1. સાઇ સૂરત ઐન કી, સાઇ સૂરત ગૈન,
   સુમન! નુક્તા દૂર કરો, ત ઉ ઐન કે ઐન.

(શાહ લતીફ)

અર્થાત્ એન અને ગૈનનું એક જ રૂપ જણાય છે. હે સુંદર મન! તું ગૈન (ગાફેલ)ના ભ્રમને દૂર કર, તો એ જ એન [સાચું] છે.

2. સાહિબ તુંહિંજી સાહિબી, અજબ જહિડ઼ી આદિ,
   વડી સધ સંદિયાઇ, પણ વહીણો આહિએં.

(શાહ લતીફ)

અર્થાત્ હે પ્રભુ, તારી લીલા અદ્‌ભુત છે. તારી શક્તિ મહાન છે. તું સ્વયંપર્યાપ્ત છે.

3. જે તૂં ડોરિએં ડૂર, સો સદા આહે સાણ તો,
   લાલન લૌ લતીફ ચએ, મંઝિ ઇ થીઉ માજૂર!
   મંઝાં પંઉ પરુડ઼, તો મંઝિ આહિસિ તકિયો.

(શાહ લતીફ)

અર્થાત્ જેને તમે દૂર દૂર શોધો છો, તે હંમેશા તમારી સાથે જ હોય છે. શાહ લતીફ કહે છે કે લાલની જ્યોત તમારી ભીતર જ છે. હે રંક' તારી ભીતર જ્ઞાન છે તે જ (મન) એનું સાચું સ્થાન છે. (એ કોઇ તીર્થસ્થાનમાં નથી.)

4. સંતનિ કઢિયો હટુ, હીરનિ ઐં લાલનિ જો,
ખોલે ગઢિ ખુશીઅ સાં, ડિસી નેહ, કપટુ,
ઐનક ડેઇ અણમુલ્હી, પરખાંઇતિ પ્રઘટુ,
સામી લાહે લટુ, જોડ઼ે કનિ જૌહરી.

(સામી)

અર્થાત્ સંતોએ હીરા અને [લાલા]ની દુકાન ખોલી છે. એમનો પ્રેમભાવ જોઇને તમે કપટની ગાંઠ સહર્ષ ખોલી નાખો. તેઓ તમને અમૂલ્ય ચશ્મા ઇશ્વરનું પ્રકટરૂપ બતાવે છે. સામી કહે છે, આ સંતો ઝવેરી છે અને તમારા મન પરથી ધૂળ ઉડાડે છે.

5. વિરલે કંહિં જાતો, કટુર માનુખ દેહ જો,
જંહિં મિલી સાધ-સંગતિ સા મુંહ મઢ઼ોઅ પાતો,
સામી ચએ, સરૂપ ખે સ્વતઃ સુણાતો,
વારે ખટુ ખાતો, જીઅંદે વેઠો જમ સાં.

(સામી)

અર્થાત્ માનવદેહની કદર બધાંને નથી હોતી, કોઇક વિરલાને જ હોય છે. જેણે સાધુની.સોબતમાં રહીને પોતાના ભીતરમાં જોયું છે તેને હોય છે. બધા કહે છે તેમ તે સ્વરૂપને ઓળખે છે અને સાંસારિક ખાતાવહીને ભૂલીને, જીવતે જીવ મૃત્યુ નિવસે છે.

6. સભો જગ ફ઼ાની, ડિઠો જિનિ આખ્યુનિ સાં,
પીર ફ઼કીર અમીર ખે, કાલ હણે કાની,
સામી સમુઝે કો નકો, અચરજ હૈરાની,
વિરલે કો જ્ઞાની કટે કાલ અકાલ થિયો.

અર્થાત્ જેણે પોતાની આંખે [સત્ય] જોયું છે, એને આખું જગત નશ્વર લાગે છે. કાળ સર્વને-પીર, ફકીર અને અમીરને-પોતાના બાણનું નિશાન બનાવે છે. સામી કહે છે કે તો ય લોકો આ વાત સમજતા નથી એ આશ્ચર્યની વાત છે. વિરલ જ્ઞાની વ્યક્તિ જ કાળને જીતીને અકાળ થયા છે.

# 4

# દાદૂ દયાળની સિંધી સાખીઓ

1. દાદુ ગ઼ાફ઼િલ છો વતેં? મઝેઇ રબુ નિહારિ,
મંઝેઇ પીવ પાણ જો, મંઝેઇ વીચારિ.

- દાદૂ કહે છે : અજાણ્યા બનીને કેમ ભટકો છો? પ્રભુને પોતાના ભીતરમાં જુઓ. તમારો પોતાનો સ્વામી તમારા અંતરમાં જ છે. મનોમન વિચાર કરો.

2. દાદૂ ગ઼ાફ઼િલ છો વતેં? અંદર ઇ પિરીં પસુ,
તખ્ત રબ્બાઇ વિચ મેં, પેહરેં તિન્હીં વસુ.

- દાદુ કહે છે : અજાણ્યા બનીને કેમ ભટકો છો? તમારા પ્રિયને તમારી અંદર જ જુઓ. સ્વામીનું સિંહાસન તમારામાં જ છે. તેમાં જ નિવાસ કરો.

3. દાદૂ, ગ઼ાફ઼િલ છો વતેં? આહે મંઝિ અલાહ,
પિરીં પાણજો પાણ સેં, લહે સભોઇ સાહ.

- દાદૂ કહે છે : અજાણ્યા બનીને કેમ ભટકો છો? ઇશ્વર તમારામાં જ છે. તારો સ્વામી તારી સાથે છે. તે બધાની કાળજી રાખે છે.

4. દાદૂ, ગ઼ાફ઼િલ છો વતેં? આહે મંઝિ મકાન,
દરગહ મેં દીવાન તત, પસે ત બેઠો પાણ.

- દાદૂ કહે છે : અજાણ્યા બનીને કેમ ભટકો છો? એનું સ્થાન અંદર છે. એની દરગાહ મનમાં છે. તે મનના દીવાન કરતાં જુદું જુએ છે. તમે તેને અંદર મનમાં જુઓ.

5. અઠેઇ પહર અર્શમેં, હૂ ઉભોઇ આહે,
દાદૂ પસે થો ઉનિખે, અલ્લાહ ગાલ્હાએ.

- તે આઠે પ્રહર આકાશમાં ઊભો જ રહે છે. અને ઇશ્વર સાથે વાતો કરે છે. દાદૂ એને નિહાળે છે.

6. અઠેઇ પહર અર્શમેં, વેઠા પિરીં પસનિ,
દાદૂ પસે થો તિનિ ખે, ગુઝિયૂં ગાલ્હિયૂં કનિ.

- તે આઠે પ્રહર આકાશમાં પોતાના પ્રિય પાત્રને જુએ છે, અને એની સાથે સંવાદ કરે છે. દાદૂ એને નિહાળે છે.

7. અઠેઇ પહર અર્શમેં, લડીંદા આહીનિ,
દાદૂ પસે થો તિનિ ખે, અસાંખે ખબર ડીનિ.

- તે આઠે પ્રહર આકાશમાં જુએ છે અને અમને ત્યાંના સમાચાર આપે છે. દાદૂ એમને નિહાળે છે.

8. અઠેઇ પહર અર્શમેં, જિન્હી રુહ રહંનિ,
દાદૂ પસે થો તિનિ ખે, ગૂઝિયૂં ગાલ્હિયૂં કનિ.

- જેમના આત્મા આઠે પ્રહર આકાશમાં વિચરે છે અને ગુપ્ત વાતો કર્યા કરે છે, એવાઓને દાદૂ નિહાળે છે.

9. અઠેઇ પહર અર્શમેં, વંજી જે ગાહીનિ,
દાદૂ પસે થો તિનિ ખે, હિત્થે ભી આહીનિ.

- તે આઠે પ્રહર આકાશમાં નિવસે છે અને તે ગમે ત્યાં હોય તો ય દાદૂ એમને નિહાળી શકે છે.

10. ઝાતી પાએ પસુ પિરીં, હાણે લાઇ ન દેર,
સાથ સભોઇ લડિયો, પોઇ પસંદીઅ કેર?

- પોતાની અંદર ઝીણવટપૂર્વક જુઓ. હવે વિલંબ ન કરશો, અમો જતા રહીશું. પછી તું કોને જોશે?

11. ઝાતી પાએ પસુ પિરીં, અંદર ઇ સો આહે,
હાણે પાણી ઇ વિચ મેં, મેહર કડિ ન લાહે.

- પોતાની અંદર ઝીણવટપૂર્વક જુઓ. તે ભીતરમાં જ છે. તે અંદર જ છે. કૃપા હંમેશા સાથ આપે છે.

12. અખિયૂં પસણ ખે પિરીં, ભીરે ઉલથૂં મંઝિ,
જિતે વેઠો માં પિરીં, નિહારીં દે હંઝિ.

- પ્રિયજનને નિહાળવા માટે દૃષ્ટિને ભીતરમાં વાળો. જ્યાં મારો પ્રિય બેઠો છે એ ખોળાના દર્શન કરો.

13. દાદૂ પસુ પિરીંયનિ ખે, વેહી મંઝિ ક઼લૂબ,
વેઠો આહે વિચ મેં, પાણ જો મહબૂબ.

- દાદૂ કહે છે હૃદયપૂર્વક પ્રિયજનને નિહાળો. તમારો પ્રિયતમ અંદર જ બેઠો છે.

14. દાદૂ હિન ઇ દરિયાવ, ત માણેક મંઝે ઇ,
ટુબી ડેઇ પાણમેં, ડિઠોસે હંઝે ઇ.

- દાદૂ કહે છેઃ મન જ દરિયો છે. એમાં જ માણેક છે. જાતે ડૂબકી મારીને પોતાનામાં જ એને પામો.

15. જીએં ત તેલ તિલનિ મેં, જીએં ગંધ ફૂલનિ,
જીએં ત મખણુ ખીર મેં, ઇએં રબ્બ રુહનિ.

- જેમ તલમાં તેલ, ફૂલમાં સુગંધ અને દૂધમાં માખણ હોય છે એવી રીતે આત્મામાં પરમાત્મા હોય છે.

16. ઇએં રબ્બ રુહનિ મેં, જીએં રુહ રગનિ,
જીએં જોરો સૂરમેં, ઠંડો ચંડ વસનિ.

- જેમ રગરગમાં આત્મા છે, તેમ આત્મા-આત્મામાં પરમાત્મા હોય છે. શીતળ વરસતી ચાંદની જેવું હૃદયમાં મૃદુ-મીઠું દર્દ છે.

17. મંઝે ચેલા, મંઝિ ગુરુ, મંઝે ઇ ઉપદેસ,
બાહર ઢૂંઢે બાંવલા, જટા વધાએ કેસ.

- અંદર જ શિષ્ય છે, અંદર જ ગુરુ ને અંદર જ ઉપદેશ છે. બાવરા, તમે તો જટા વધારીને એને બહાર શોધ્યા કરો છો!

18. લંઘણ ખે લક લંઘીનિ, કપર ચાઢૂં ડીનિ,
અલાહા પાંધી પંધમેં, વિહંદા ન આહીનિ.

- ઈશ્વરના પંથના પથિકો સુસ્ત બનીને બેસી રહેતા નથી. તેઓ પર્વતોનાં શિખરો ઉલ્લંઘી જાય છે અને નદીઓના કિનારા ઓળંગી જાય છે.

19. ઓડા ઈ હુઆ પાણ ખે, પર ન લધાઉં મંઝ,
ન જાતાઉં પાણ ખે, તાં ઈ કયાઉં પંધ.

- એ સ્વયં પોતાની નિકટ હતા, પરંતુ તેઓએ તેને ભીતરમાં જોયો જ નહીં. તેમણે સ્વયંને ઓળખ્યા નહીં, તેથી તેને અહીંતહીં ભટકવું પડ્યું.

20. તો ડિઠોઈ સભોઈ, જે ડિઠુઈ દીદાર ખે,
ઉણિયનિ જી લહંદી ઉણ, પસાઈદો પાણ ખે.

- જો તમે એનાં દર્શન કર્યાં તો સઘળું જોયું કહેવાય. એને જોઈને તરસ્યાની તરસ છીપાઈ જશે.

21. કુફ્ર જંહિંજે મન મેં, તબિ મિયાં મુસલમાન,
દાદૂ પિયા ત ઝંગમેં વિસારે રહમાન.

- જેના મનમાં ઈસ્લામિક આસ્થા ન હોય તે પણ પોતાને મુસલમાન કહેવડાવે છે. દાદૂ કહે છે આવી વ્યક્તિ રહેમાન (ઈશ્વર)ને વિસરીને મનમાયામાં અટવાયા કરે છે.

22. વિચૂં સભોઈ ડૂરિ કરિ, અંદર બિયા ન પાઈ,
દાદૂ રતા હુન હિક દા, મન મુહબ્બત લાઈ.

- વચમાંનાં બધાં આવરણ દૂર કરો. અંદર અન્ય કોઈ નહીં મળે. દાદૂ કહે છે કે તમે માત્ર એકના રંગે રંગાઈ જાવ, મનમાં પ્રેમ જગાવો.

23. ઔરનિ ખે આલા તકીં, થીએં સંદો બિયનિ,
સો તો મિયાં ન ધુરીં, જો મીયોં મીયંનિ.

- તમે અન્યને મોટા સમજીને એના થઈ જાવ છો. ભાઈ મારા, જે મોટા મિયાં છે એની તો તમે કામના જ કરતા નથી!

24. રત્તી રબ્બુ ન વિસારિ, મરી સંભાલ સંભાલ,
દાદૂ સુખ સાં થો રહે, આશિક અલાહ નાલ.

- ઈશ્વરને રતીભાર પણ ન વિસરો. મરતાં સુધી એનું રટણ કરો. દાદૂ કહે છે કે પ્રેમી પ્રભુની સાથે સુખશાંતિથી રહે છે.

25. ભોરે-ભોરે તન કરે, વઢ઼ે કરિ કુર્બાન,
મીઠો કૌડ઼ો ન લગે, દાદૂ તો હૂ સાણુ.

- તનના ટુકડે ટુકડા કરીને હોમી દો. ગળ્યું કદી કડવું નથી લાગતું. દાદૂ કહે છે કે તમારી સાથે એ જ રહે છે.

26. કાયા કબ્જા કમાન કરિ, સાર શબ્દ કરિ તીર,
દાદૂ સો સર સંધિ, જો મારે મોટો મીર.

- કાયાની પણછ ખેંચીને, એનું સંતુલન સાધીને ધનુષ્ય બનાવો અને સાર-શબ્દનાં બાણ. પછી એવું સન્ધાન કરો કે તે મોટા મીર (અજ્ઞાન)ને હણે.

27. મીયાં મેડે ઘર આઉ, વાંઢી વતાં લોઇ,
ડુખનિ મુંહ ડેઇ વિયા, મરાં વિછોડ઼ે રોઇ.

- ભાઈ! મારે ઘેર આવો તો પરિવાર વિહોણાને પરિવાર મળી જાય. એણે મને દુઃખમાં ડૂબાડી દીધી ને હું વિયોગની મારી રડીરડીને મરી જાઉં છું.

28. દાદૂ આશિક઼ રબ દા, સિર ભી ડેવે લાહિ,
અલાહ કારણિ આપ કિઅં, સાંઢે અંદર બાહિ.

- દાદૂ પ્રભુનો ચાહક છે, એને ચરણે એ મસ્તક પણ ધરી દેશે. પ્રભુને પામવા એણે ભીતરમાં અગ્નિ પેટાવ્યો છે.

29. દાદૂ ખ્યાલા નૂર દા, આશિક઼ અર્શ પીઅનિ,
અઠઇ પહર અલાહ દા, મુહું ડિઠે જીઅનિ.

- દાદૂ કહે છે કે આશિકો આકાશમાં રહીને પ્રકાશનો પ્યાલો પીએ છે. આઠે પ્રહર ઈશ્વરનું મુખ જોઈને તે જીવે છે.

30. ન કંહિં ડિઠા ન સુણિયા, ના કો આખપહાર,
ના ઉતીંઅં થાંવ ફિરિયા, ના ઉરવાર ન પાર.

- ન તો એને કોઈએ જોયો છે કે સાંભળ્યો છે. કોઈ એ વિષે કહેતું પણ નથી. ન તો એ ઉપર રહે છે, ન આ પાર કે પેલે પાર.

31. હુણ દિલ લગા હુન હિકસાં, મેકૂં ઇહા તાત,
દાદૂ હુકુમ ખુદાઇ હે, વેઠા ડીંહેં રાત.

- હવે માત્ર એની સાથે જ મન મળી ગયું છે. મારા મનમાં પણ એ જ વાત ઘોળાય છે. દાદૂ રાત-દિવસ પ્રભુના પૈગામની પ્રતીક્ષામાં છે.

32. પ્રેમ પ્યાલા નૂર દા, આશિક઼ ભર દીઆ,
દાદૂ દર દીદારમેં, મતવાલા કીઆ.

- આશિકે પ્રભુનો પ્રેમપ્યાલો ભરપેટ પીધો. દાદૂ કહે છે કે એના મુખારવિંદે મને ઘેલું લગાડ્યું છે.

# 5

# દાદૂ દયાળનાં સિંધી પદ

## 1. રાગ કેદારો

હાલુ અસાંજો લાલ રે, તો માલુમ, માંહિ રે. 0 ટેક 0
મંઝિ ખામાં બરાં અલા, મંઝિ બરે બાહિ રે,
મંઝિ મૂં મચુ થિયો અલા, કંહિં કરિયાં દાંહિ રે.
બિરહ કસાઇ ધરિ અલા, મંઝિ વઢે માહ રે,
સીખૂં કબાબ જિઅ અલા, દૂઅ દાદૂ હિયાંવ રે.

- હે લાલ, આપ મારી પરિસ્થિતિથી વાકેફ છો. આપ મારા હૃદયમાં બિરાજો છો. હે અલ્લા, હું અંદરને અંદર દાઝી રહી છું. મારા ભીતરમાં દવ લાગ્યો છે. હું કોને ફરિયાદ કરું? હે અલ્લા, વિરહરૂપી કસાઇ મારા ઘરમાં બેઠો છે. તે અંદર માંસ કાપ્યા કરે છે. હે અલ્લા! દાદૂનું હૃદય કબાબ જેવું થઇ ગયું છે.

## 2. રાગ રામકલી

1. કો મેડ઼ીંદો સજ્જણાં, લગા ત ડીંહ ઘણા. 0 ટેક 0
પિરિયાં સંદી ગાલ્હિ અલા, પાંથીડ઼ા માં પુછાં,
કડહિં ઇંદેં ઘરિ અલા, ડીંદેં બાંહં અસાં.
આસિક દીદાર અલા, પિરીં ભરપૂર પસાં,
દાદૂ જે જિંદા અલા, સજ્જણ સાણુ રહાં.

- કોઇ મારા સાજનને મળવા દેશે? ઘણા દિવસો વીતી ગયા છે. હે પ્રભુ, હું યાત્રિકોને ગમતી વાત પૂછું છું. હે અલ્લા, આપ ક્યારે મારા ઘરે પધારશો ને અમારી સહાય કરશો? હે અલ્લા, દર્શનની ઉત્કંઠા છે. પ્રિયતમ! તમને મન ભરીને બસ જોયા કરું. દાદૂ કહે છે, હે અલ્લા! મારે આજીવન સાજનની સાથે જ રહેવું છે.

2. પ્રિયીં તૂં પાણ પસાઇ, યૂં તન લગી બાહિ રે. 0 ટેક 0
પાંધી વેંદો રે, અલા, અસાં સા ગાલ્હાઇ રે,
સાઇં, સિકાં સડ ખે અલા, મુઝી ગાલ્હિ સુણાઇ રે.
રસાં દીદાર ખે અલા, સિક અસાંજી લાહિ રે,
દાદૂ મંઝિ ક઼બૂલ મેં અલા, તો રે બી નાહિ રે.

- પ્રિય, આપનાં દર્શન આપો. મારા તનમાં આગ લાગી છે. હે અલ્લા! વટેમાર્ગુ તો જતા રહેશે. અમારી સાથે વાતો કરો. સ્વામી! આપ ક્યારે બોલાવો છો? હું પ્રતીક્ષા કરું છું. કશીક ગુપ્ત વાતો માંડો. હે અલ્લા, મને આપના દર્શન અહર્નિશ થતાં રહે. મારી ઉત્સુકતાને શમાવો. દાદૂ કહે છે, હે અલ્લા! મારા હૃદયમાં આપના સિવાય અવર કોઇ ઝંખના નથી.

## 3. રાગ ધનાશ્રી

સજ્જણ મેડા વે, કીહેં પાર લહાંઇ? 0 ટેક 0
જે સજ્જણ ઘર આવે વે, હિક હિકાણ કહાંઇ,
તો બાઝેં ચૈન ન આવે, જે દુખ કીહ કહવાંઇ,
તો બાઝેં નીંદ ન આવે, અખિયાં નીર ભરાંઇ,
જો તૂં સજ્જણ ડેવેં, સો હૂ સીસ સહાંઇ,
જે દાદૂ સજ્જણ આવે, દગઃ સેવ કરાંઇ.

- ઓ મારા સાજન, તમારો તાગ કેવી રીતે પામું? જો સાજન ઘરે આવે તો હું એક વાત એની સાથે પાકી કરી લઉં. તમારી કૃપા વિના ચેન પડતું નથી. દુઃખ કેવી રીતે ટળશે? તમારી કૃપા વિના ઊંઘ પણ આવતી નથી. આંખો આંસુથી છલકાયા કરશે. સાજન, તમે જે આપશો તે મને શિરોમાન્ય છે. દાદૂ કહે છે કે જો સાજન ઘરે આવે તો હું તેમની મન મૂકીને સેવા કરું.

## 4. રાગ બિલાવલ

અર્શ ઇલાહી રબ્બ દા, ઇથાં ઇ રહમાન વે. 0 ટેક 0
મક્કા દે વિચ મુસાફ઼િરી, મહીના મુલતાન વે,
નબી નાલ પૈગમ્બરી, પીરેં હુંદા થાન વે.
તૂ લિંવ હિક સાં લાઇ, ઇથાં બિહિશ્ત મકાન વે,
સભિની અથા અંદર આવ, ઇથાં ઇ ઇમાન વે,
દાદૂ અબ વિણાઇ ન વેલા, ઇથાં ઇ આસાન વે.

- અહીંથી જ આભના માલિકનો, રહેમાનનો માર્ગ જાય છે. અહીં જ મક્કાની હજ કરી શકાય છે. અહીં જ મદીના અને મુલતાન શરીફ છે. પયગમ્બર અને પીરના નિવાસ પણ અહીં જ છે. તમે માત્ર એકને જ ચાહયા કરો. અહીંથી જ સ્વર્ગનો જાય છે. બધાં જ સ્થાનો દ્વારા ભીતર પ્રવેશો. અરે, અહીં ભીતરમાં જ પ્રભુ છે. દાદૂ કહે છે કે સમય ન વેડફો. અહીં બધું સરળ છે.

## 5. રાગ કાનડો

તૂં મૂં સર તે ઘર-ઘર પાંવ, જાની ગેડા આવ વે. 0 ટેક 0
ઈથાં, ઉથાં જીથાં કીથાં, હૂં જીવાં તો નાલ વે,
મીઆં મેડા આવ અસાં ડે, તૂં લાલૂં સર લાલ વે.
તન ભી ડેવાં મન ભી ડેવાં, ડેવાં પિંડ પ્રાન વે,
તૂં પાક સર પાક વે સજણાં, તૂં ખૂબૂંસરે ખૂબ વે,
દાદૂ ભાવે સજણાં આવે, તૂં મીઠા મહબૂબ વે.

- ઓ મારા પ્રાણપ્યારા! આપ મારા મસ્તકે ચરણ મૂકીને પધારો. અહીં-તહીં, ગમે ત્યાં હું આપની સાથે છું. મારા માલિક, અમારી બાજુ આવો. આપ તો લાલના ય લાલ છો. હું આપના ચરણમાં મારું તન-મન ન્યોચ્છાવર કરું છું, મારા પ્રાણ પાથરું છું. મારા સ્વામી! અહીં આવો. મારું જીવન આપને સમર્પું છું. ઓ પ્રિય, આપ પવિત્ર છો; સર્વાધિક છો. દાદૂને [પોતાના] સાજનના આગમનની કામના છે. આપ મારા વ્હાલા પ્રિયતમ છો.

# 6

# શાહ લતીફ, સચલ સરમસ્ત અને સામી

હિંદી કાવ્યના ઇતિહાસમાં દર્શાવાયું છે કે ચંદર વરદાઇ હિંદીના પ્રથમ પ્રસિદ્ધ કવિ હતા. તેમનો જન્મ 1126માં લાહોરમાં થયો હતો, પણ પાછળથી તેઓ અજમેર જઇને વસ્યા. તેઓ રાજા પૃથ્વીરાજના રાજકવિ થયા હતા. એમણે 'પૃથ્વીરાજરાસો' નામના મહાકાવ્યની રચના કરી હતી. એમનો સમયગાળો વીરગાથાકાળ તરીકે ઓળખાય છે.

પ્રારંભકાલીન યુગના સર્વોત્તમ કવિ હતા અમીર ખુશરો. તેઓ હિંદી-ફારસી ભાષાના કવિ હતા. તેમનો જન્મ 1256માં પતિયાલામાં અને મૃત્યુ 1326માં થયું હતું. આમ તો તેમણે સરસ હિંદી ભાષા પ્રયોજી છે, છતાંય એમની ભાષામાં ફારસી ભાષાના સરળ શબ્દોનો પ્રયોગ થયેલો જોઇ શકાય છે. કુતબન, મંઝન અને મલિક મોહમ્મદ જાયસી આ પ્રારંભકાલીન યુગના અન્ય મહત્ત્વના કવિઓ હતા.

ઉર્દૂ કાવ્યોનો આરંભ ઉર્દૂ ભાષાના ઉદય સાથે જ થયો છે. ઉર્દૂ શાયરીની શરૂઆત દક્ષિણમાં થઇ. તે વખતે દક્ષિણી ઉર્દૂને રેખ્તા કહેતા હતા. રેખ્તાનો અર્થ મિશ્ર ભાષા થાય છે. એમાં હિંદી વાક્યરચનામાં ખાસ કોઇ ફેરફાર નથી થયો, પણ હિંદીમાં અરબી-ફારસી ભાષાના શબ્દોનો ખાસ્સો ઉપયોગ થવા માંડ્યો. રેખ્તાના પ્રધાન કવિ છે-કુલી કુતુબ શાહ [મૃત્યુ 1631 માં].

સિંધીમાં પણ હિંદી વીરગાથાની સમકાલીન એક વીરકથા પ્રાપ્ત થાય છે. અંગ્રેજો દ્વારા થયેલ સિંધવિજય [1843] પછી હૈદ્રાબાદ [સિંધ]ના સહાયક જિલ્લાધીશ કેપ્ટન સ્ટેકદ્વારા રચિત સિંધી ભાષાનું વ્યાકરણ દેવનાગરી લિપિમાં પ્રકાશિત થયું હતું. આ પુસ્તકના અંતે દોદો-ચણેસર નામની વીરકથા અથવા વીરગાથા આપી છે. એ ક્યા કવિની છે તે કહી શકાય તેમ નથી. સિંધીના પ્રારંભકાલીન યુગના બે મુખ્ય કવિઓ છે - કાજી કાદન [મૃત્યુ 1551] અને સૈયદ શાહ અબ્દુલ કરીમ [1536-1622].

## સુવર્ણ યુગ

આ યુગમાં હિંદી કાવ્યપરંપરાના પ્રસિદ્ધ કવિઓનો સમાવેશ થાય છે - સંત તુલસીદાસ, કેશવદાસ, બિહારી, મતિરામ વગેરે. જે ભક્તકવિઓ આ પુસ્તિકાના વિષય સંદર્ભે કર્યું છે.

દક્ષિણી ઉર્દૂ અથવા રેખ્તા યુગના એક કવિ સુલતાન અબ્દુલ્લા કુતુબ શાહ [1614-1677] હતા. ઉપરાંત વલી ઔરંગાબાદી [1668-1744] એ પણ રેખ્તામાં સારી ગઝલો લખી હતી. તેઓ દક્ષિણથી દિલ્હી ગયા, જ્યાં શિષ્ટ ઉર્દૂનો ઉપયોગ થવા માંડ્યો હતો. વલી ઔરંગાબાદીએ પણ શિષ્ટ [અથવા દુર્બોધ!] ઉર્દૂમાં શાયરી રચીને બહુ નામના મેળવી.

સિંધી કાવ્યોનો પણ આ સુવર્ણયુગ છે. એમાં શાહ લતીફ, સચલ સરમસ્ત અને સામી જેવા કવિઓ થઇ ગયા.

ઉપરોક્ત હિંદી કવિઓએ પિંગળ - છંદશાસ્ત્રાનુસાર કાવ્યરચનાઓ આપી. રેખ્તામાં પણ મોટેભાગે છંદશાસ્ત્રના નિયમોનું અનુસરણ થયું; કેમકે ભારતમાં ફારસી ઇલ્મ અરુઝનો ઉપયોગ ઘણો પાછળથી થયો. શાહ લતીફનું સમસ્ત કાવ્યસર્જન છંદોબદ્ધ છે. સચલ સરમસ્તના કાવ્યોના બે ભાગ પાડી શકાય - પહેલા ભાગમાં સિંધી કાફીઓ, સિંધી ગઝલો અને થોડી ઘણી રેખ્તા છે, જે લગભગ છંદોબદ્ધ છે. એમણે અમુક ગઝલો ઇલ્મ અરુઝ અનુસાર પણ રચી હતી. બીજા ભાગમાં એમના દોહા-સોરઠા વગેરે છે જે મોટેભાગે છંદોબદ્ધ છે. સચલ સરમસ્તનું અમુક સર્જન કાફી તરીકે પ્રચલિત છે. શાહ લતીફે આ પ્રકારની રચનાઓને 'વાઇ' તરીકે ઓળખાવી છે. આ જ કાવ્યસ્વરૂપમાં ભક્તિ કાવ્યધારાના કવિઓનાં 'પદ' અથવા 'શબદ' પ્રાપ્ત થાય છે. સામીના બધા શ્લોક છંદોબદ્ધ છે. એમણે 'પદ' અથવા 'શબદ'ની રચના કરી નથી.

## શાહ લતીફ

એમના પૂર્વજો હિરાતના પ્રતિષ્ઠિત સૈયદો હતા; જેમની વંશાવળીનો પ્રારંભ [એમના શ્રદ્ધાળુ ભક્તોના કથનાનુસાર] હજરત મહમ્મદ પયગમ્બરથી થાય છે. દર્શાવવું જોઇએ કે તેઓ સૈયદ હબીબ શાહના પુત્ર, સૈયદ અબ્દુલ કુદ્દૂસ શાહના પૌત્ર અને સૈયદ જમાલ શાહના પ્રપૌત્ર હતા. સૈયદ જમાલ શાહ સૈયદ શાહ અબ્દુલ કરીમના ત્રીજા પુત્ર હતા. આ રીતે આપણે જોઇ શકીશું કે શાહ લતીફનો જન્મ શાહ કરીમ [જે શાહ કરીમ બુલડીવાળા તરીકે પણ ઓળખાય છે]ના કુળમાં થયો હતો. ડૉ. હોતચંદ મૂલચંદ ગુરુબક્ષાણીના મતાનુસાર, શાહ લતીફનો જન્મ 1689-90માં

અને દેહાંત 1752માં થયો હતો. [જુઓઃ ડૉ ગુરુબક્ષાણી દ્વારા સંપાદિત 'શાહ જો રિસાલો'ની ભૂમિકા પૃ. 11].

એમના પિતા શાહ હબીબનું ઘર હૈદ્રાબાદ સિંધના હાલા હવેલી ગામમાં હતું. ત્યાં એમનો જન્મ થયો હતો. થોડા સમય બાદ શાહ હબીબે એ ગામ છોડીને કોટડી ગામમાં વસવાટ કર્યો. કોટડી નામનું બીજું ગામ સિંધુ નદીના તટે ગિદૂ બંદરના સામા છેડે આવેલું હતું. હવે એ વિકસીને મોટું શહેર બની ગયું છે. પરંતુ હાલા તહસીલનું આ કોટડી ગામ દેશના લાગલા (1947) અગાઉ ઘણાં વર્ષો પહેલાં જ ઉજ્જડ થઇ ગયું હતું. એ ગામ શાહ લતીફના રેતાળ પ્રદેશથી [ભિટથી] લગભગ ચારેક માઇલ દૂર હતું.

ડૉ. ગુરુબક્ષાણીએ ડૉ. અર્નેસ્ટ ટ્રમ્પના વિચારોનું પ્રતિપાદન કરતી વખતે રાજ્યકરના પ્રધાન સંચાલક [રિસાલોં]ની ભૂમિકાનાં કેટલાય પુરાવા રજૂ કર્યા છે કે શાહ લતીફ 'ઉમ્મી' અથવા નિરક્ષર ન હતા. તેઓ એ સમયના માનદંડ અનુસાર શિક્ષણના ક્ષેત્રે આદરપાત્ર વ્યક્તિ હતા.

આ પુસ્તિકાના લેખકે આજથી પચ્ચીસ પહેલાં 'શાહ જો રિસાલોં'માંથી અમુક વિષયનાં પદો પસંદ કરીને 'કામિલ જો કલામ' પુસ્તક લખ્યું હતું, એનું 'દિલનો દોર', 'દર્દનો દોર', 'દુનિયાનો દોર' અને 'ધણીનો દોર' એમ ચાર ભાગમાં વિભાગીકરણ કર્યું હતું. એમાંના પ્રત્યેક પદનો અર્થ પણ આપ્યો હતો.

ડૉ ગુરુબક્ષાણી માને છે એ રીતે શાહ લતીફનાં પ્રેમકાવ્યો બે પ્રકારનાં છે : લૌકિક અને અલૌકિક. એમની પ્રત્યેક કંડિકા અલૌકિક પ્રેમની દ્યોતક હોય એવું નથી. પોતાની યુવાનીમાં શાહ લતીફ મિર્ઝા મુગલ બેગની દીકરીના સૌંદર્ય પર વારી ગયા હતા; ત્યારે જે કવિતાઓ લખાઇ તે લૌકિક પ્રેમનીં વાચક બને છે. કેમકે -

પ્રીં જે પુસ્તાન જો ખાકો ઇ ફ઼રહત.

અર્થાત્ પ્રિયાના ઉરોજની રેખાનું દર્શન માત્ર આનંદદાયી હોય છે.

સરુ સીઉ પિઓ, ન મૂં સવડ઼િ, ન ગબરુ,<br>
ન મૂં કાંધુ, ન કુવ્વત કી, જોભન વહી વિઓ,<br>
તનીં હાલુ કિહો? નિધર જનીં નિઝુરા?

અર્થાત્ સખત ઠંડી છે. હૂંફ મેળવવા મારી પાસે રજાઇ સુદ્ધાં નથી. મારો પતિ પણ મારી પાસે નથી. આ અબળાની યુવાની આમ જ વ્યતીત થઇ ગઈ. જેમનાં ઝૂંપડાં નિરાધાર છે એમની હાલત કેવી હશે?

નાજ઼ મંઝાં નિકિરી, જડિ પ્રીં કરે થો પંધુ,
ભૂં પુણિ બિસ્મિલ્લાહ ચઇ, રાહ ચુમે થી રંદુ,
ઉભિયૂં ઘણે અદબ સેં, હૂરું હૈરત હંધુ,
સાઇઅ જો સૌગંધુ, સાજન સભનિઆં સુહિણો.

અર્થાત્ જ્યારે મારો પ્રિયતમ છટાથી પસાર થાય છે તો આ ભૂમિ પણ બિસ્મિલ્લા કહીને એનાં ચરણ ચૂમી લે છે. પરીઓ બાઅદબ ઊભી રહી જાય છે. ભગવાન રામ! મારો પ્રિયતમ સૌથી સોહામણો છે.

શાહ લતીફે ભરયુવાનીમાં એક રૂપાળી કન્યા જોઇ હતી. દિલમાં આવેલ આ ઊભરા પછી તેમને પીડા થવા લાગી. પેલા મિર્ઝા મુગલ બેગની દીકરી માટે માગું મોકલાવ્યું પણ વાત વધુ વણસી ગઇ. એટલે સુધી કે શાહ હબીબને એમનો પડોશ જ છોડવો પડ્યો. એકરાર થયેલ શાહ લતીફે ગૃહત્યાગ કરીને જોગીઓ-સંન્યાસીઓ સાથે ભમવા માંડ્યું. એમ કરતાં ત્રણ વર્ષ પસાર થયા. છેક લખપત ગિરનાર સુધી ઘૂમી વળ્યા. ત્યાંથી જેસલમેર અને થરની દિશા ખૂંદીને પાછા ફર્યા. બે વખત હિંગળજ જઇ આવ્યા. એમના રચેલા શ્લોકો દ્વારા ખ્યાલ આવે છે કે એમણે શ્રીમદ્ ભાગવત, ગીતા, શીખ ધર્મ આદિના ગ્રંથો તથા અનેક ભારતીય સંતકવિઓની વાણીને આત્મસાત્ કર્યાં છે.

એમના ત્રીજા તબક્કા-સામાજિક તબક્કા સંદર્ભે એટલું કહી શકાય એમ છે કે લગભગ ત્રણેક વર્ષના ભ્રમણ પછી તેઓ ઘેર પાછા ફર્યા હતા. પિતા-પુત્રનું ત્યારે મિલન થયું. એ દરમ્યાન પરિસ્થિતિઓમાં ઝડપથી પલટો આવ્યો ને મિર્ઝા મુગલ બેગ કાડુઓ સાથેની ઝપાઝપીમાં હણાયા. મુગલના ઘરની સ્ત્રીઓને થયું કે માનો યા ન માનો પણ સૈયદોના નિસાસાથી હવેના દિવસો ખરાબ આવી રહ્યા છે. એમણે મિર્ઝા મુગલ બેગની દીકરીનું લગ્ન શાહ લતીફ સાથે કરાવી દીધું.

શાહ લતીફના પિતા શાહ હબીબનું મૃત્યુ 1742માં થયું. શાહ લતીફ ત્યારે પચાસેક વર્ષના હતા. પછી તેઓએ કોટડી છોડીને રેતાળ પ્રદેશ મિટમાં રહેવા માંડ્યું. જીવનનાં પાછલાં વર્ષામાં એમણે પ્રભુભક્તિનાં પદો રચવા માંડ્યાં. આ પદો પર ભારતીય સંતપરંપરાનો સીધો પ્રભાવ વર્તાય છે.

શાહ લતાઈ ઇસ્લામના અનુયાયી હતા. સાથોસાથ તેઓ મોટા સૂફી પણ હતા. એમના સૂફીવાદ પર વેદાંતનો સ્પષ્ટ પ્રભાવ જણાઈ આવે છે. એક ઠેકાણે એમણે કહ્યું છે -

રોજ઼ા ઐં નમાજ઼ૂ, ઇ પુણિ ચડને કમુ,
ઉ દો બિયો ફહમુ, જંહિં સાં પસણુ પ્રીં ખે.

અર્થાત્ રોજા રાખવા અને નમાજ પઢવી એ બંને સારાં કામ છે. પણ પ્રિયનાં દર્શન માટેની આરત જુદી જ વાત છે.

એમની એક વાઇ [સચલ સરમસ્ત જેને કાફી કહે છે] છે કે -

સાઈં! સડુ સંદોમિ, મ છિજે સેં જોગિયુનિ,
હલણ જો હિંગલાજ કે, આદેસિયુનિ ઉતોમિ,
નેઇ પૂરબ પાર ડે, વૈરાગિયુનિ વિધોમિ
સોઇ તીરથ તકિયો, સોઇ પછુ સંદોમિ,
હૂ જો તીરથ તકિયો, સામિયુનિ સૂંહાંયોમિ

અર્થાત્ હે સ્વામી! મારો જોગીઓ સાથેનો સંબંધ અતૂટ રહો.' સન્યાસીઓએ હિંગળજ જવાનું કહ્યું. વૈરાગીઓએ મને પૂર્વ દિશા તરફ ધકેલી દીધો. હવે તો મને જોગીઓએ જે બતાવ્યુ છે તે જ મારું તીર્થ છે, ને એ જ મારો માર્ગ છે.

## સચલ સરમસ્ત

સચલ સરમસ્તનો જન્મ 1739માં દરાજન ગામમાં થયો હતો અને તેઓ 1829માં નેવું વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા. દરાજનમાં આજે પણ તેમની સમાધિ છે. આ લેખકે ત્યાં એમના ગાદીનશીન મિયાં સખી કબૂલ મોહમ્મદને જોયા હતા. તેઓ સહુ ફારૂકી પરિવારના હતા. સચલના પિતાનું નામ મિયાં સલાહુદ્દીન અને દાદાનું નામ મિયાં સાહિબડિનો હતું.

કહેવાય છે કે સચલ પાંચેક વર્ષના હતા ત્યારે એક દિવસ શાહ લતીફ દરાજનની દરગાહે આવ્યા હતા. અન્ય છોકરાઓ સાથે સચલને જોઇને એમણે કહ્યું કે, "મેં જે દેગડો ચડાવ્યો છે એનું ઢાંકણું આ બાળક ખોલશે." એમની આગાહી સાચી ઠરી. શાહ લતીફે જે વાત રૂપકો દ્વારા કહી હતી, સચલે એને સ્પષ્ટ વાણીમાં કહી.

સચલનાં કાવ્યો દ્વારા ફલિત થાય છે કે તેઓ અરબી-ફારસીના જ્ઞાતા હતા અને એમણે સૂફીવાદનાં ઘણાં પુસ્તકો વાંચ્યા હતાં. શાહ લતીફના જીવનની જેમ, એમના જીવનનો આ વિલક્ષણ વિરોધાભાસ હતો કે તેઓ સાચા મુસલમાન પણ હતા ને સાચા સૂફી પણ હતા.

એમણે પોતાની કવિતાઓમાં રામ, હનુમાન, પ્રહલાદ, કૃષ્ણ આદિનો સાદર ઉલ્લેખ કર્યો છે. એમનાં અમુક પદો અન્યત્ર સંગૃહિત કર્યાં છે. એમનું મોટા ભાગનું કાવ્યસર્જન કાફી, રેખ્તા અને ગઝલોમાં આલેખાયું છે, જેના દ્વારા એમની

વિચારધારા અને કાવ્યકૌશલ અંગે સુમાહિતગાર થવાય છે. અહીં સિરાઈકી બોલીમાં એમની કાફી જુઓ:

નંગડા નિમાણી દા જીવેં તીવેં પાલણા

1. મેરી મૈં હાં, મંદી મૈં હાં, બેશક બંદી હાં,
ઢકેં મેડા ઢોલણા, એબ ન ફોલણા....
જીવેં તીવેં પાલણા.

2. પઈ હાં પનારે મૈં, લગી હાં લારે મૈં,
જોગી નાલ ચાલણા, અસાં વલિ આવણા...
જીવેં તીવેં પાલણા.

3. યાર સચલ તૂં લથે કશાલે, બથે કશાલે, લથે કશાલે
ઘૂંઘટ ખોલણા, બહુ-બહુ બોલણા...
જીવેં તીવેં પાલણા.

અર્થાત્ ગમે તેમ કરીને ય આ વિનીતાની લાજ રાખજે. હું ગંદી ગોબરી છું પણ તમારી જ બંદી છું. મારા પ્રિયતમ, મને આવરી લે; મારા પર પડદો પાડી રાખજે. હું તારા સહારે છું. તને ચાહું છું. મારા જોગી સાથે જવું છે. પછી પાછા આવવું છે. ગમે તેમ, મારી લાજ રાખજે. અરે ઓ અચલ, તારી સમસ્યા ટળી ગઈ, સમસ્યા ટળી ગઈ, ટળી ગઈ., [હવે તો] ઘૂમટો ઊંચકાશે. એની સાથે ખૂબ ખૂબ વાતો થશે. ગમે તેમ કરીને ય મારી લાજ રાખજે.

## સામી

સામીના વંશ અંગે માત્ર આટલી જ માહિતી મળે છે કે તેઓ શિકારપુરના બટોમલ દાતારમાણીના પુત્ર હતા. એમનું પોતાનું નામ ચેનરાઈ હતું. 'સામી' એમના ગુરુ સ્વામી મેઘરાજ હતા. એમના માટે તેમના મનમાં અપાર શ્રદ્ધા હતી તેથી પોતાનાં પદોની રચનામાં પોતાનું નામ વિસરી ગયા ને લગભગ પ્રત્યેક પદમાં 'સામી' ઉપનામનો જ પ્રયોગ કર્યો! સ્વામી મેઘરાજ બહાવલપુરના અહમદપુર ગામમાંથી શિકારપુર સિંધમાં આવીને વસ્યા. સામીને માટે શાહ લતીફની ભિટ કે સચલ સરમસ્તની દરગાહ જેવી કોઈ પ્રખ્યાત જગાનો ઉલ્લેખ મળતો નથી. જો કે

હેમનદાસનું એક અપરિચિત મંદિર હતું તેમાં શિકારપુરના સામી મેઘરાજે આવીને વાસ કર્યો હતો એમ કહેવાય છે.

ચેનરાઇનો જન્મ 1743માં થયો, ત્યારે સચલની ઉંમર માંડ ચારેક વર્ષની હતી. સામીનું મૃત્યુ સચલના દેહાંતના 21 વર્ષ પછી 1850માં થયું. તેઓ શિકારપુર શહેરના વાસી હતા. આજીવિકા માટે તેમણે ગુમાસ્તાનું કામ કર્યું હતું. એમના શેઠના કામે એમના તરફથી દર બીજે-ત્રીજે વર્ષે ડેરા ગાઝીખાં જતા ને ત્યાં લગલગ અડધું એક વર્ષ રહેતા હતા. શિકારપુરમાં મોટાભાગનો સમય તેઓ સામી મેઘરાજની સાથે જ પસાર કરતા હતા. મોટી ઉંમરે એમની પત્ની સાથે તેઓ જાત્રા કરવા નીકળ્યા ને ત્યાંથી પાછા ફરીને અમૃતસરમાં રહેવા લાગ્યા. કયા કયા સ્થળે ક્યારે ગયા તેની માહિતી મળતી નથી. [તેઓ અમૃતસરમાં રહેતા હતા ત્યારે] લગભગ એંશી વર્ષની ઉંમરે એમને વિચાર આવ્યો કે જીવનના અંતિમ દિવસો શિકારપુર સિંધમાં પસાર કરું. તેઓ અમૃતસર ક્યારે આવ્યા તેનો ખ્યાલ આવતો નથી. એમ કહેવાય છે કે ત્યાં લગભગ 67 વર્ષની ઉંમરે [1810માં] એમને ત્યાં દીકરો જન્મ્યો.

તેઓ ગુરુમુખી જાણતા હતા અને પોતાના ગુરુ પાસેથી તેમણે વેદાંત અને કાવ્યશાસ્ત્રનું શિક્ષણ લીધું. એમણે દોહાસોરઠાના મિશ્ર સ્વરૂપવાળા ત્રણ-ચાર કંડિકાવાળા શ્લોકોની રચના કરી. આ શ્લોકો છંદોબદ્ધ છે. સામી પોતાના શ્લોકો ગુરુમુખીમાં કાગળના ટુકડાઓ પર લખીને, એ ટુકડા એક ઘડામાં ભેગા કરતા હતા. એમના અવસાન પછી એમના પુત્ર ઘનશ્યામદાસે ઘડામાંના એ કાગળના ટુકડાઓને કાઢીને એક સાધુને સંપાદન માટે આપ્યા. એ સાધુ આ કાર્ય પૂરું ન કરી શકયા. જો કે, પાછળથી એ શ્લોકોની અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઇ છે.

સામી ભક્તકવિઓની નિર્ગુણધારાના કવિ છે. એમની રચનાઓમાં વેદાંતનો ગૂઢ ભાવ સરળ ભાષામાં આલેખાયો છે. એમની તુલના કબીર, દાદૂ દયાળ, સુંદરદાસ આદિ કવિઓની સાખીઓ સાથે કરી શકાય એમ છે. અહીં કેટલાંક દૃષ્ટાંત આપ્યાં છે :

1. મન મથુરા, દિલ દ્વારિકા, કાયા મંઝિ કાસી,
   ચેતન વસે ચિત્ત મંઝિ, અંગુ ઇ અબિનાસી,
   પેહી ડિસે પાણ મંઝિ, કો વિરલો વેસાસી,
   વણી થિએ નિવાસી બેહદ બેગમપુર જો.

અર્થાત્ મન મથુરા અને હૃદય દ્વારકા છે. કાશી કાયામાં છે. ચિત્તમાં ચૈતન્યનો વાસ છે. એ અવિનાશી તત્ત્વ છે. કોઇક વિરલ વ્યક્તિને જ એનો આવિર્ભાવ પમાય છે. આવી વ્યક્તિ અસીમ આનંદના પુરમાં જઇને વસે છે.

2. જિઅં પારે મેં પાણી, તિઅં વ્યાપક સભમેં,
   સૂખમ સંધિ પ્રિયનિ જી, કંહિ જાણે જાણી,
   સામી ચે, સમાણી, તંહિજી સુરત સરુપ મેં.

અર્થાત્ જેમ પારામાં પાણી [નિહિત] છે, તેમ એ સર્વવ્યાપી છે. કોઇ પ્રિય વ્યક્તિની સૂક્ષ્મ સંધિનો અનુભવ થયો તો સામી કહે છે કે એની સૂરત એ સ્વરૂપમાં સમાઇ ગઈ.

3. નેણનિ લાયો નીંહું, નૂરમહલ ને નાથ સાં,
   જિતે સૂર ના ચંદ્ર હો, ન કો રાતિ ન ડીંહું,
   બિના બાદલ મીંહું, સામી સદાઇ વસે.

અર્થાત્ નૂરમહલ્ના નાથ સાથે તારામૈત્રક રચાયું. ત્યાં નથી સૂર્ય કે નથી ચંદ્ર. નથી રાત કે નથી દિવસ. સામી કહે છે કે ત્યાં વાદળ વિના મેઘ વરસે છે.

4. નિમાણનિ જો માણ, પિરીં પરાહીં નો થિએ,
   વિહાં તા વિહે સામહૂં, ડિસાં તા ડિસે પાણ,
   સામી પુરુખ સુજાણ, હથ લાએ હથિ ના અચે.

અર્થાત્ પ્રિયતમ મારો મુજ દીનનો દાતાર છે. એ મારાથી ક્ષણ પણ અળગો થતો નથી. હું બેસું છું તો એ સામે જ બેસે છે. જોઉં છું તો ખુદ જુએ છે. સામી કહે છે કે એ સુજ્ઞ પુરુષ છે; પરંતુ તેને અડકવા જતાં તે હાથમાં આવતો નથી.

# 7

# દાદૂ દયાળ અને શાહ લતીફ

સિંધીના મહાકવિ શાહ લતીફ [1689-1752]નાં કાવ્યોના જે સંચયો પહેલી વાર સંપાદિત થઇને બહાર પડ્યા હતા એમાં 'સુર વૈરાગ હિંદી' શીર્ષકવાળો એક સૂર પણ હતો. પણ એ સૂર ડૉ. હોતચંદ મૂલચંદ ગુરુબક્ષાણી દ્વારા સંપાદિત 'શાહ જો રિસાલોં'માં સમાવાયો નથી. એ સૂરમાં કેટલાક પ્રસિદ્ધ હિંદી કવિઓ - નાનક, કબીર, દાદૂ, સમન, પરમાનંદ, કાળૂ વગેરેનાં કાવ્યોમાંથી લગભગ પચાસેક રચનાઓ ઉમેરવામાં આવી હતી. એમાંની કેટલીક આ મુજબ છે :

દાદૂ દાવા છોડ઼ દે, હોઇ ખૈર કા ખેર,
ના તો કિસીકી દોસ્તી, ના ત કિસીકા બૈર.

ધરતી સબ કાગદ કરું, લેખનિ કરું વનરાઇ,
સારા સમુંદ મસિ કરું, ઇક ગુન લિખા ન જાઇ.

ગુરુ ગોવિંદ દોઉ ખડે, કિસકે લાગૂં પાઇ,
બલિહારી ગુરુ આપકે, ગોબિંદ દિયો મિલાઇ.

આથી એક વાત સ્પષ્ટ થાય છે કે શાહ લતીફના શિષ્યો હિંદી ભક્ત કવિઓના દોહા પણ ગાતા હતા અને એમાંની કેટલીક શાહ લતીફની કવિતાઓ જુદા જુદા સમયે તૈયાર કરેલ હસ્તપ્રતોમાં યથાવત્ રૂપે મળી હતી. અન્ય હિંદી કવિઓની માફક દાદૂ દયાળના અમુક દોહોઓનો સ્પષ્ટ પ્રભાવ શાહ લતીફના દોહોઓ પર પડેલો જોઇ શકાય છે. તુલનાર્થે અહીં કેટલાંક દૃષ્ટાંતો આપ્યાં છે :

1. દાદૂ - અલિફ એક અલ્લાહ કા, જે પઢ જાણણ કોઇ,
કુરાન કતેબા સબ હી, પઢ઼કર પૂરા હોઇ.

શાહ લતીફ - અખરુ પઢ઼ અલિફ જો, વર્ક સમુ વિસારિ,
અંદરુ તૂં ઉજારિ, પન્ના પઢંદેં કેતિરા?

અર્થાત્ ઈશ્વરની લિપિ વાંચો. અન્ય બધાં જ પૃષ્ઠોને વિસરી જાઓ. તમે તમારા હૃદયને અજવાળો. કેટકેટલાં પૃષ્ઠો વાંચશો?

2. દાદૂ - (1) ઉલટ અપૂઠા આપ મેં, અંતર સૂઝ સુજાણ,
સો ઢિગ તેરે બાંવરે! તજ બાહર કી બાણ.

(2) ચરણહિ અંત ન જાયઇ, સબ ઉલ્ટા માહિં સમાઇ,
ઉલટ અપૂઠા આપ મેં, દાદૂ રહ લિંવ તાઈ.

શાહ લતીફ - અખિ ઉલ્ટી ધાર, વાંઉ ઉલટો આમ સેં,
જે લહવારો લોક કહે, તૂં ઉચો વહુ ઓભાર,
મંઝાં લોચિ નિહાર, પુરુ પુઠીરો પિરીં ડે.

અર્થાત્ અવળી આંખ ધારણ કરો. સામાન્ય માણસોથી ઊફરા ચાલો. જો લોકો અનુકૂળ માર્ગે ચાલતા હોય તો તમે પ્રતિકૂળ ધારામાં વહો. હૃદયમાં પ્રિયજનને શોધો. પ્રિયની તરફ દૃષ્ટિ રાખીને સામાન્ય માણસો કરતાં વિપરીત ચાલો.

(3) દાદૂ - (1) કાગદ કાલે કર મુએ, કિતે બેદ પુરાણ,
એકૈ અખર પ્રેમ કા, દાદૂ પઢ઼ે સુજાણ.

(2) મસ કાગદ કે આસરે, ક્યોં છૂટે સંસાર?
રામ બિના છૂટે નહીં, દાદૂ ભરમ વિકાર.

શાહ લતીફ - (1) છૌ થો કાગજ઼ કોરિએં, બૈઠો બિણાએં મસુ,
ડોરે તિયાંડિસુ, અખરુ જિયાં આઇયો.

અર્થાત્ કાગળ અને શાહી કેમ બગાડો છો? જ્યાંથી લિપિ મળી છે એ દિશામાં શોધ [આગળ] ચલાવો.

(2) કોડ઼િ કિતાબનિ મેં, હર્ફ ભિડ઼યોઇ હેક,
જે તો નજ઼ર નૈક, ત બિસ્મિલ્લાહ ઇ બસ થિએ.

અર્થાત્ કરોડો પુસ્તકોમાં એક જ શબ્દ છે. જો તમારી દૃષ્ટિ પાવન હશે તો બિસ્મિલ્લા જ પર્યાપ્ત છે.

4. દાદૂ - (1) દાદૂ ગાફ઼િલ હુવઇ રહિયા, ગાફ઼િલ હુઆ ગંવાર,
સો દિન ચેત ન આવઇ, સોવેં પાંવ પસાર.

(2) ઉઠ રે પ્રાણી જાગ જીવ, અપના સુખન સંભાલ,
ગાફ઼િલ નીંદ ન કીજૈ, આઇ પહુંચા કાલ.

શાહ લતીફ - (1) ગાફ઼િલ ગફ઼લત છોડ઼, તૂં કિઅં અણાસી ઓઝરેં?
ચપાતા ચઢ઼ી વિયા, વઓ પહુતા તોડ઼,
ને ણેં નિંડ ઉખોડ઼િ, જિભ વણનિમેં વાકા કરેં.

અર્થાત્ ગાફેલ ન રહો. ગફલતમાં ન રહો. તડકો નીકળ્યો છે ને તું કેમ સુસ્ત થઇને પડી છો? તેઓ પોતાના લક્ષ્ય સુધી પહોંચી ગયા છે. આંખોમાંથી ઊંઘ ઉડાડો. તમારે જંગલમાં જ ભટકયા કરવું પડે એવું ન થાય તે જોજો.

(2) જડહિં સૂતિયું જે, પથર પૈર ડિધા કરે,
તડહિં તિનીં ખે, સાથ સુતેઇ છડિયો.

અર્થાત્ જ્યારે તે નિરાંતે સૂઇ ગઇ તો તેઓ તેને ઊંઘતી મૂકીને જતા રહ્યા.

(3) જાગો, જાડ઼ેજા સમા! સુખ ન સુમહો,
પસો આં પારિયાં, લાખો થો લૂડું કરે.

અર્થાત્ હે જાડેજા સમા હાકેમ! જાગો, નિરાંતે ઊંઘ્યા ન કરો. જુઓ, તમારો દુશ્મન લાખો તમારા ઉપર હુમલો કરવા માટે આમતેમ ચક્કર માર્યા કરે છે.

5. દાદૂ- (1) આપસકો મારે નહીં, પર કૌન મારન જાઇ,
દાદૂ આપા મારે બિના, કૈસે મિલે ખુદાઇ.

(2) દાદૂ આપા જબ લગેં, તબ લગેં, તબ લગ દૂજા હોઇ,
જબ યહ આપા મિટ ગયા, તબ દૂજા નાંહીં કોઇ.

(3) 'મૈં' નાંહીં તબ એક હૈ, 'મૈં' આએ તબ દોઇ,
મૈં તેં પર્દા મિટ ગયા, તબ જ્યોં થા ત્યોં હોઇ.

શાહ લતીફ - (1) બનિ બિયાઇ, સુપિરીં, પાણાં, 'મું' ખે પલિ,
'આઉં' ઓરે ઝલિ, તોએ રસે તો ઘણી.

અર્થાત્ દ્વૈતની મને કશી પડી નથી. હે પ્રિય! મને 'હું' થી બચાવો. 'હું' થી બચીશ તો જ પ્રભુ આપના સુધી પહોંચી શકીશ.

(2) પાણ મ ખણિજિ પાણ સેં, વસીલા વિણાઇ,
ઇશ્ક સાણુ ઉઠાઇ, પેરુ પિરિયાં જે પાર ડે.

અર્થાત્ પોતાની સાથે અહમ્ ન લો. બધાં જ સાધનોનો ત્યાગ કરો [કેવળ] પ્રેમપૂર્વક પ્રિયની તરફ ચાલવા માંડો.

(3) કીન માણીંદા મન મેં, ખુદી ઐં ખુદાઇ,
બિનિ તરારુનિ જાઇ, કાન્હે હિક મિયાણ મેં.

અર્થાત્ મનમાં એકીસાથે અહમ્ અને પ્રભુ બંનેનો વાસ શક્ય નથી. એક મ્યાનમાં બે તલવારો ન રહી શકે.

6. દાદૂ - સીપ સુધારસ લે રહી, પિવે ન ખારા નીર,
માહીં મોતી નીપજે, દાદૂ બંદ સરીર.

શાહ લતીફ - (1) સિખો સમુ સરતિયૂં, સિપુનિ ભુલાં સીર,
બિઓ મુટાએ નીર, ઉભિયૂં અબર આસરે.

અર્થાત્ હે સખી, છીપલાં પાસેથી તું બોધ લે. તેઓ અન્ય પાણીનો અસ્વીકાર કરીને કેવળ વાદળના આશરે જ રહે છે.

(2) સિપ સમુંડેં સુપજે, અબરુ આસારોસિ,
બારો પિએ ન બિપુડ઼ી, મિઠોં મુંહિં લગોસિ,
માણિક ઇ મિડ઼િયોસિ, જિઅં તંગુ કઢિયાઇ તાર મેં.

અર્થાત્ છીપ સમુદ્રમાં જ ઉછરે છે, તો પણ એનો એક માત્ર આધાર વાદળાં જ છે. તે ખારું પાણી પીતી નથી. એને મીઠું પાણી જ ફાવી ગયું છે. ભરપૂર જળમાં રહીને ય એણે તકલીફ વેઠી, તેથી તો એને માણેક મળ્યું.

(3) સિખો સિપુનિ ખાં, સરતિયૂં રીતિ સિકણ જી,
મઙનિ સબુર મથાં, ઓરે કનિં ન આસરો.

અર્થાત્ સખી! પ્રેમની રીત તું છીપલાં પાસેથી શીખ. ધીરજપૂર્વક મોં ફાડીને બેઠી છે પણ (વાદળનો) આશરો છોડતી નથી.

7. દાદૂ - (1) ઉજલે કરણી હંસ હૈ, મૈલી કરણી કાગ,
મધ્યમ કરણી છાડ઼ી સબ, દાદૂ! ઉત્તમ ભાગ.

(2) દાદૂ, હંસ મોતી ચુગે, માનસરોવર જાઇ,
ફિર ફિર વૈસે બાપુરા, કાગજ કરંકા ખાઇ.

(3) દાદૂ, હંસ મોતી ચુણે, માનસરોવર જાઇ,
બગુલા છેલર બાપુરા, ચુણ-ચુણ મછલી ખાઇ.

શાહ લતીફ- (1) અખિડિયું ઓડ઼ાહ મેં, ઉમો તકે તાર,
પિથૂં જે પાતાર, હંજુ તિન્હીં જો હેરઉં.

અર્થાત્ હંસની નજર અતલાન્ત તરફ તકાયેલી છે. તે ઊભો ઊભો ભરપુર પાણીમાં તાક્યા કરે છે. પાતાળમાંના મોતીની જ હંસને ટેવ છે.

(2) ઉમ્હેં મેં ઓડ઼ાહ જો, હંજુ તિતહીં હોઇ,
ઇય કાનેરો કોઇ, જો છાછર મેં છેરું કરે.

અર્થાત્ જ્યાં ઊંડાણ હોય ત્યાં જ હંસ હોય છે. સપાટી પર જે ફર્યા કરે છે તે બગલો જ હોવો જોઇએ.

(3) હંજુનિ સેં હેકાર, જે ગણ કરે નિહારિએં,
બગનિ સેં બેહાર, બેલ્હ ન બધીં કડહિં.

અર્થાત્ જો એકવાર એકચિત્તે હંસને જોશો તો ફરી ક્યારેય બગલા તરફ જોવું તમને નહીં ગમે.

8. દાદૂ - સાથ કંવલ હર બાસિયા, સંત ભંવર સંગ આઇ,
દાદૂ પરિમલ લે ચલે, મિલે રામ કૂં જાઇ.

શાહ લતીફ - (1) કંવર પાડૂં પાતાર મેં, ભંવર ભિરે સુણ,
બિન્હીં સંદી ગાલિડ઼ી, ઇશ્ક હય ઉહણ,
તોઇ ન લહેનિ ઉભ, જે પીવ પસનિ પાણ મેં.

અર્થાત્ કમળનાં મૂળ પાતાળમાં છે અને ભમરો આકાશમાં ઘૂમ્યા કરે છે. દાતા બંનેની વાતને લેખામાં લે છે. બે પ્રેમીઓનું મિલન કરાવનાર પ્રેમ જ ધન્ય છે.

(2) કંવર પાડું પાતાર મેં, ભંવર ભિરે સુણ,
બિન્હીં સંદી ગાલિડ઼ી, ઇશ્ક હય ઉહણ,
તોઇ ન લહેનિ ઉભ, જે પીવ પસનિ પાણ મેં.

અર્થાત્ કમળનાં મૂળ પાતાળમાં છે અને ભમરો શૂન્યમાં ભમે છે. પ્રેમે જોયું કે આ બંને એકમેકમાં ખોવાઇ ગયાં છે અને અન્યોન્યને જોઇને તૃપ્ત થતાં નથી.

9. દાદૂ - આશિક માશૂક હો ગયા, ઇશ્ક કહાવે સોઇ,
દાદૂ! ઉસ માશૂકકા, અલ્લા આશિક હોઇ.

શાહ લતીફ- આશિક ચઉ મ ઉનસે, મ કી ચઉ માશૂક,
ખાલિક ચઉ મ ખામ તૂં, મ ડી ચઉ મખ્લૂક.

અર્થાત્ ન તો તમે એને પ્રિયતમ કહો કે ન પ્રિયતમા. એને સ્રષ્ટા કે સૃષ્ટિરૂપે ઓળખવું પણ વ્યર્થ છે.

10. દાદૂ - જા કારણ જગ ઢૂંઢ઼િયા, સો સો ઘટ હી માંહીં,
'મૈં' 'તૈં' પર્દા ભરમ કા, તા થૈં જાણત નાંહિં.

શાહ લતીફ- જો તૂં ડોરિએં ડૂર, સો સદા આહે સાણ તૂં,
લાલન લઇ લતીફ ચે, મંઝિ ઇ થી, માજૂર,
મંઝાં પિખં પરુડ઼, તો મંઝિ આહેસિ તકિયો.

અર્થાત્ જેને તમે દૂર દૂર શોધો છો તે તમારી પાસે જ છે. શાહ લતીફ ઈશ્વરની સાક્ષીએ કહે છે કે હે પામર માનવ! એ તારામાં જ છે. તું એને સ્વયં તારામાંથી જ પામવાનો પ્રયત્ન કર, તારામાં જ એનું મિલનસ્થળ છે.

11. દાદૂ- (1) બિન હી નૈના રોવણા, બિન મુખ પીડ઼ પુકાર,
બિન હી હાથોં પીટણા, દાદૂ બારંબાર.

(2) બિન રસના જહં બોલિએ, તહં અંતર્યામી આપ,
બિન શ્રવનહિં સાઇં સુણે, જે કછુ કીજૈ આપ.

શાહ લતીફ- તહકીક જી મરી તૂં, મથે રિઅ ખણેજિ,
હકલ હકીકતજી, બોડ઼ો થી બુધેજિ,
અંધી થી પસેજિ, મુશાહિદો મહબૂબ જો.

અર્થાત્ વગર વિચાર્યે જ તમે સચ્ચાઇની ગાંસડી ઊંચકો. બહેરા બનીને તમે સત્યનો અવાજ સાંભળો. અંધ બનીને પ્રિયતમનું દર્શન પામો.

12. દાદૂ- સો દારુ કિસં કામ કે, જાથે દર્દ ન જાઇ,
દાદૂ કાટે રોગ કૌન, સો દારું લે આઇ.

શાહ લતીફ- દારું ઐં કારું, જાં કી કિયા વેજ ભૂં,
બુકી ડીંદા બાઝજી, નિહારે નાડૂં,
જનિ જૂ સેણ લહનિ સારું, તનિ તાં ડુખંદદો ડૂર થિઓ.

અર્થાત્ વૈદનો આશરો લેતાંવેંત જ દવાની સાથોસાથ ઊથલપાથલ થઈ ગઈ. મારો પ્રિયતમ મારી તરફ પ્રેમપૂર્વક જોઇને મને ચપટી દવા આપશે, એનાથી મારો રોગ મરી જશે. પ્રિયજન જેની ખબર રાખે છે એની પીડા આપોઆપ દૂર થઇ જાય છે.

13. દાદૂ - સિર કે સાથે લીજિએ, સાહિબજી કા નાંઉ,
ખેલે સીસ ઉતારકર, દાદૂ મેં બિલ જાંઉ.

શાહ લતીફ - (1) અસલ આશિક પાંહિંજી, સિસી ન સાંઢીનિ,
લાહિયો સિર લતીફ ચએ, સાહૂ સલ્હારિયો ડીનિ,
કુલ્હનિઉં કોરીનિ, પુછનિ પોઇ પ્રીતિણો.

અર્થાત્ સાચા પ્રેમીઓ પોતાના મસ્તકને સાચવ્યા કરતા નથી. શાહ લતીફ કહે છે કે તેઓ માથું ઉતારીને ખુશ થઇને જીવ આપી દેતા હોય છે. તેઓ પહેલાં ખભેથી કાપે છે, પછી પ્રેમની રીત પૂછે છે.

(2) જે ઉથેઇ સધ સુર્કજી, ત બંઉ કલાલ કે હટિ,
લાહે રખુ, લતીફ ચએ, મથો માટે વટિ,
સિર ડેઇમેં સટિ, પિયિજિ કે પ્યાલિયૂં.

અર્થાત્ જો આપને એકાદ ઘૂંટડો મદ્યપાન કરવાની લાલસા હોય તો કલાલને ત્યાં જાઓ. શાહ લતીફ કહે છે, માટલા પાસે માથું ઉતારીને મૂકી દો. માથું આપીને બદલામાં જામ પીઓ.

# 8

# શીખ ગુરુ, દાદૂ દયાળ અને સિંધી કવિઓ

દાદૂ દયાળના [1544-1603] સમકાલીન શીખ ગુરુઓ આ પ્રમાણે છે : - ગુરુ નાનક [1526-1595], ગુરુ આનંદ [1561-1609], ગુરુ અમર દાસ [1536-1631] અને ગુરુ રામદાસ [1591-1636]. દાદૂ દયાળ અને આ શીખ ગુરુઓની વાણીમાં વૈચારિક સામ્ય જોવા મળે છે. શીખ ધર્મના આદિ ગ્રંથના અધ્યયનને આધારે બે તથ્ય ફલિત થાય છે. એક તો અન્ય ભારતીય સંત-કવિઓની જેમ, શીખ ગુરુઓએ પણ ફારસી શૈલીના ગુલ-બુલબુલ, મય-જામ-સાકી આદિના ઉપમા-રૂપકાલંકારોને તજીને આ ભૂમિના ઉપમારૂપકાદિ અલંકારોના પ્રયોગ કર્યા છે. અને બીજું, એમની કવિતાની એવી કેટલીય કંડિકાઓ સિંધીની ઉપભાષા સિરાઇકીને મળતી આવે છે. ભારતીય સંત-કવિઓનો સામાન્ય અને શીખ ગુરુઓનો વિશેષરૂપનો પ્રભાવ સિંધી કવિ શાહ લતીફ [1689-1752], સચલ સરમસ્ત [1729-1829] અને સામી [1743-1850]ની રચનાઓ પર વર્તાય છે. પંજાબ અને સિંધની સંસ્કૃતિ એક જ રૂપની હતી અને જ્યારે સિંધ ઉપર આરબોએ આધિપત્ય જમાવી દીધું ત્યારે મોટાભાગના હિંદુઓ સિંધ છોડીને પંજાબમાં જઇને વસ્યા હોવાથી શીખ ગુરુઓનો પ્રભાવ વિશેષરૂપે વર્તાય છે. છતાંય સિંધના હિંદુઓમાંથી જેઓ મુસલમાન બન્યા હતા, એમની રગોમાં પ્રાચીન ભારતીય સંસ્કૃતિનાં તત્ત્વો વહેતાં હતાં. આ કારણે જ મુસલમાન કવિઓમાં પણ એક જ ભારતીય સંસ્કૃતિનાં સમુચિત દર્શન થાય છે.

બીજા તથ્યનું સ્પષ્ટીકરણ આ સંદર્ભે પણ આપોઆપ થઇ જાય છે કે સિંધ અને મુસલમાનના કેટલાય રૂઢિપ્રયોગો અને ઉચ્ચારો સમાનરૂપના છે. દાદૂ દયાળની કેટલીય સાખીઓ સિરાઇકી સિંધીમાં મળે છે. સિંધી કવિ સચલ સરમસ્તનાં કાવ્યો પણ સિરાઇકી સિંધીમાં લખાયાં છે. શીખ ગુરુઓના રાગના અંતે 'વાર' શીર્ષક હેઠળ જે શ્લોક આપવામાં આવ્યા છે, એમાંની કેટલીય કંડિકાઓની ભાષામાં શાહ લતીફની શૈલી અને સિરાઇકી સિંધીનું સંયોજન થયું છે. ઉદા. રૂપે અર્જુન દેવ [1620-1663]ના રાગ ગુર્જરી, ગૌરી, મારુ, મલ્હારમાં આલેખાયેલ તેર કંડિકાઓ આ મુજબ છે :

1. લધુભિ લભણહાર કરીંદે મા પિરીં,
ઇકો સિરજણાહાર બિઆ ન પસએ.

2. જિથે વસંદે ફણીએ, ઇ પણ રખે બાહિ,
નાનક સો સહુ આહિ, જાકે આઢલ હભકો.

3. ખોજે લઘુભિ ખોજ, છડીઅ ઉજાડ઼,
તે સહ દિતે વાર, નાનક ખેત ન છજઇ.

4. પિરી મિલાવા જા થિએ, સાઇ સુહાવી રુતિ,
ઘડ઼ી મહતિ તહ વીસરે, નાનક રોયઐ તિતિ.

5. ભોરી ભરમ વિજાઇ, પિરી મુહબત હિક તૂં,
જિથઉં વજેણાંઇ, તિથાઉં મૌજૂદ સો.

6. ચેતાએં તા ચેતિ, સાહબ સચ્ચા સો ધણી,
નાનક સત્ગુર સેવ ચઢ઼િ, બોહથ ભવ-જલ પાર પઉ.

7. મુઠડ઼ે સે ઇ સાથ, જનીં સચ ન લડિઆ,
નાનક સે સાબાસ, જનીં ગુરુ મિલ ઇક પછાણિઆ.

8. જિથે બૈસનિ સાથજન, સો થાંઉ સૂહંદા,
આઇ સેવન સમરથ આપણા, સે સબ મંદા.

9. તૂં ચઉ, સજણ મેડિઓ, ડેવંઉ સીસ ઉતાર,
નેણ મુંહિજે તરસંદે, કદિ પસે દીદાર?

10. ડિને સબ ઢિંઢોલ, હિક સુ બાઝ ન કોઇ,
આઉ સજણ તૂં મુખ લગ, મેરા તન-મન ઠંડા હોઇ.

11. નીંહ મુંહિજો તો નાલ, બિઆ નીંહ કૂડ઼ા વે ડેખ,
કપડ઼ લગ ડરાવણી, જિચર પિરીં ન વેખ.

12. જે તૂં મિત્ર અસાંડરા, હિક ભોરી ન વીછોડ઼,
જીઉ મુંહિંજા તો મોહિઆ, કહિ ઇસે જાની તોડ઼?

13. સજણ સચ પરખ, મુખ અલાવણ થોથરા,
મન મંઝાહૂં લખ, તો દૂર ન સુપિરીં.

એક તરફ ગુરુ નાનકની અમુક રચનાઓનો પ્રભાવ દાદૂ દયાળની રચનાઓ પર પડયો તો બીજી બાજુ દાદૂ દયાળની અનેક સાખીઓ તથા પદોનો પ્રભાવ સમકાલીન શીખ ગુરુઓની રચનાઓ પર પડ્યો. એથી ય આગળ દાદૂ દયાળના શિષ્ય કવિઓની કવિતાઓનો પણ એમના પર પ્રભાવ પડ્યો. ગુરુ તેગ બહાદુર [1679-1732]ના નીચે પસંદ કરાયેલા શ્લોકો પર દાદૂ અને એમના શિષ્ય કવિઓની સ્પષ્ટ છાયા વર્તાય છે :

1. બિરથ ભયૌ સૂઝૈ નહી, કાલ પહુચા આન,
   કહ નાનક નર બાવરે, ક્યોં ન ભજૈ ભગવાન?

2. સબ સુખ દાતા રામ હૈ, દૂસર નાહિન કોઇ,
   કહ નાનક સુન રે મના, તહિ સિમરત ગતિ હોઇ.

3. સુખ દુખ જિહ પરસૈ નહી, લોભ મોહ અભિમાન,
   કહ નાનક સુન રે મના, સો મૂરત ભગવાન.

4. સ્તુત નિંદા નાહિ જિહ, કંચન લોહ સમાન,
   કહ નાનક સુન રે મના, મુકતિ તાહ તૈ જાન.

5. હર્ખ સોગ જાકે નહીં, બૈરી મીત સમાન,
   કહ નાનક સુન રે મના, મુકતિ તાહ તૈ જાન.

5. નિસ દિન માયા કારણે, પ્રાની ડોલત નિત,
   કોટિનિ મેં નાનક હોઉ, નારાયણ જિહ ચિત.

7. જૈસે જલ તે બુદબુદા ઉપજૈ બિનસૈ નીત,
   જગ રચના તૈસી રચી, કહ નાનક સુન મીત.

8. પ્રાની કછુ ન ચેતએ, મદ માયા કે અંધ,
   કહ નાનક બિન હરિ ભજન, પડ઼ત તાહ જમ ફંદ.

9. સુખ મેં બહુ સંગી ભએ, દુખમેં સંગ ન કોઇ,
   કહ નાનક હરિ ભજ મના, અંત સહાઇ હોઇ.

10. જતન બહુત સુખ કે કિએ, દુખકો કિઓ ન કોઇ,
    કહ નાનક સુન રે મના, હરિ ભાવૈ સો હોઇ.

11. રામ ગયો, રાવન ગયો, જા કે બહુ પરિવાર,
કહ નાનક થિર કુછ નહીં, સપને જિઅં સંસાર.

12. ચિંતા તાકી કીજિએ, જો અનહોની હોઇ,
ઇહ માર્ગ સંસાર કૂ, નાનક થિર ન કોઇ.

13. જો ઉપજયો સો બિનસ હૈ, પરો આજ કી કાલ,
નાનક હરિ ગુણ ગાઇલે, છાડિ સગલ જંજાલ.

14. સંગ સખા સબ તજ ગએ, કોઇ ન નિબહિયો સાથ,
કહ નાનક ઇહ બિપત મેં, ટેક એક રઘુનાથ.

શીખ ધર્મના આદિ ગ્રંથ અને શાહ લતીફ તથા સામીના શ્લોકોના નીચેના થોડાક દષ્ટાંતો દ્વારા એ સ્પષ્ટ થાય છે કે શીખ ગુરુઓ દ્વારા સિંધી કવિઓ કેવી રીતે પ્રભાવિત થયા હતા :

1. સાહ ચલે વણજારિઆ, લિખિઆ દેવે નાલ,
લિખિયે ઉન પર હુકમ હોઇ, લઇયે વસતુ સમાલ,
વસતુ લઇ વણજારિએ, વખરુ બધા પાઇ,
કેઇ લાહા લે ચલે, ઇક ચલે મૂલ ગંવાઇ.

[ગુરુ નાનક : સારંગ]

2. સરવર હંસ ધુરે હે મેલા, ખસમે એવં ભાણા,
સરવર અંદર હીરા મોતી, સો હંસા કા ખાણા,
બગુલા કાગ ન રહે સરવર, જે હોવે અતિ સયાણા,
ઉતાં રિજક ન પઉઓ ઉસે, ઉતાં હોરો ખાણા,
સચ કમાઇએ સચ પાઇએ, કૂડે કૂડા ભાણા,
નાનક તિન કો સત્ગુર મિલિયા, જિન ધુરે પઇયા વરવાણા.

[ગુરુ નાનક : રામકલી]

3. વૈદા! વૈદસ વૈદ તૂં, પહલા રોગ પછાણ,
ઐસા દારુ લોડિ લહુ, જાતિ વણૈ રોગા ઘાણ,
જિત દારું રોગ ઉઠે, તન સુખ વસે આઇ,
રોગ ગવાઇહ આપણા, તો નાનક વૈદ સદાઇ.

[ગુરુ અંગદ : મલ્હાર]

4. મૈં જાનિયા વડ હંસ હૈ, તો મૈં કીઆ સંગ,
જે જાણા બગ બાપુરા, ત જનમ ન દેવે અંગ.

[ગુરુ રામદાસ : વડ હંસ]

(1) અંધા ઉંધા વેજ, ખલ કુજાડ઼િયા ખાઇયેં?
અસાં ડુખી ડીલમેં, તૂં પિયારિએં પેજ,
સૂરી જનીં સેન, મરણ તનિ મુશાહિદો. [શાહ લતીફ]

અર્થાત્ હે અંધ વૈદ! ચામડીને કેમ કાપો છો? અમે અંદરથી દુઃખી છીએ અને તમે દવાઓ પીવડાવ્યે જાવ છો? જેને માટે શૂળી પર ચડવું એટલે સેજ પર સૂવું, એને માટે તો મોત આવવું એટલે પ્રભુનાં દર્શન કરવાં.

(2) તન તબીબ ન તૂં, સુધિ ન લહીં સૂર જી,
સાંઢિ પંહિંજા ડબડ઼ા, ખડિ ખણી મેં ભૂં,
કાન ધુર્જે મૂં, હયાતી હોતનિ રે. [શાહ લતીફ]

અર્થાત્ તમે તબીબ નથી. તમને દર્દનો ખ્યાલ નહીં આવે. તમારી જડીબુટ્ટીઓને ખાડામાં પધરાવી દો. મને મારા પ્રિયતમ વિનાનું આ જીવન મંજૂર નથી.

(3) બગુલો રીસ કરે, હંસનિ સાં હિસાબ રે,
હૂ નિર્મલ મલ ખૂં પરે, હૂ કપટ ધ્યાન ધરે,
હૂ મોતી ખાએ માન-સર, હૂ મચ્છીઅ કાણિ મરે. [સામી]

અર્થાત્ બગલાને હંસની બહુ ઈર્ષ્યા આવે છે. હંસ મલિનતાથી પર છે, નિર્મલ છે. બગલો કપટ-ધ્યાન ધરે છે. પેલો માનસરોવરમાં મોતી ચણે છે અને બીજો માછલી માટે હવાતિયાં મારે છે.

(4) માણિ ચૂણો જિનિજો, હુંજ હજૂરી સે,
છિલર મેં ચુહિંબ હણી, મચ્છી ખિઅનિ ન એ,
લોક ન લખિયા તે, જેલાં ભૂણનિ બધનિ ગડિયા. [શાહ લતીફ]

અર્થાત્ જે મોતી-માણેક ચણે છે તે હંસ છે. છીછરા પાણીમાં ચાંચ બોળી બોળીને તે માછલી પકડીને ખાતા નથી. પરંતુ તેઓ બગલાના ટોળામાં હોવાથી લોકોએ તેમને જોયા-ઓળખ્યા નહીં.

(5) ખોજીઅ લથો ખોજ, પર્ચી પ્રેમનગર જો,
બુધાઇ, બાંભણ ચએ, તંહિં મેં સહજ સરોજ,
આણે સટિયાઇ સિર તૂં, સભુ બિયાઇઅ જો બોઝ,
હ્દે મંઝિ હરોજ, દર્સન કરે દોસ જો. [સામી]

અર્થાત્ કોઇ અન્વેષકે જ આ પ્રેમનગર શોધ્યું છે. સામી કહે છે કે એણે એમાં કમળ હોવાની સહજ વાત સાંભળી હતી. ત્યાં જઇને એણે પોતાના માથેથી દ્વૈતનો બોજો દૂર કર્યો તો હવે તે રોજ પોતાના મિત્રના દર્શન કરી શકે છે.

(6) બોહથ સાધુઆ સંગ, પૂરા સત્ગુર પાતણી,
સામી મિલે તંહિંખે, જંહિં તે આગો રખે અંગ,
સો ભવ-સાગર જી ભીડ઼ ખૂં, પિઅડ઼ો પાર નિસ્સંગ,
અનુભવ આત્મ રંગ, લગો કોડ઼િનિ મંઝૂં કિનિ ખે. [સામી]

અર્થાત્ સાધુનો સંગ નાવ છે, પૂર્ણ સદ્ગુરુ નાવિક છે. સામી કહે છે કે તે જેના પર કૃપા કરે એને આ બધું મળે છે. પછી તે નિઃસંગ બનીને ય ભવસાગરની ભીડમાંથી પાર ઊતરી જાય છે. કરોડો લોકોમાંથી બહુ જૂજ લોકોને આવા આત્માનુભવનો રંગ લાગે છે.

(7) અજુ પુણિવાયૂં કનિ, વણિજારા વણણ જૂં,
અઠઇ પહર અથનિ, સાયો કંહિં સફર જો. [શાહ લતીફ]

અર્થાત્ આજે ય સોદાગરો અહીંથી જવાની વાતો કર્યા કરે છે. આઠે આઠ પ્રહર એમને યાત્રાનો જ વિચાર આવે છે.

(8) બેડ઼ી પુરાણી, વખૂર પાઇ મ વિતરો,
તરે મેં તુન પિયા, પાસનિ ખૂં પાણી,
હીઅ હડિ વિહાણી, કઢ઼ કાલૂણેં ડીંહ ખે. [શાહ લતીફ]

અર્થાત્ જૂની નાવ છે, એમાં અતિશય સામાન ન લાદો. નાવના તળિયે છિદ્ર છે; અને બંને બાજુ પાણી છે. આ સમય તો ગમે તેમ વીતી ગયો. હવે કાલનું વિચારો.

આ વિષયમાં તુલનાત્મક અભ્યાસ કરનારને આવી ઘણી સામગ્રી મળી રહેવાની.

# 9

# ભારતીય સંતવાણીની મૂળભૂત એકતા

શીખ ગુરુઓ, દાદૂ દયાળ અને સિંધી સૂફી સંતકવિઓની વાણીનો અભ્યાસ કરતા જણાય છે કે એમાં વ્યક્તિગત ધોરણે ભલે ભિન્નતા પ્રવર્તતી જણાય પણ વૈચારિક દૃષ્ટિએ એમાં સમાનતાનો અનુભવ થાય છે. એનું કારણ એ છે કે ભારતીય સૂફી-સંતકવિઓએ એક જ સ્રોતનું રસપાન કર્યું છે.

પ્રાચીન ભારતીય શાસ્ત્રોમાં કવિને સર્વોત્તમ સ્થાને સ્થાપ્યો છે. યજુર્વેદમાં કવિને પ્રભુ સમાન નહીં, સ્વયં પ્રભુ કહેવામાં આવ્યો છે. શ્રીમદ્ ભાગવતમાં ઉક્તિ છે કે બ્રહ્મા આદિકવિ છે. અગ્નિપુરાણમાં કહેવાયું છે, 'કાવ્યસંસાર અપાર છે. બ્રહ્માની જેમ જ કવિ સ્વરચિત સંસારનો પ્રજાપતિ છે અને તે પોતાના કાવ્યસંસારમાં પોતાની ઇચ્છા મુજબ વર્તે છે.'

ભારતીય સૂફી-સંતકવિઓનું કાવ્યજગત વૈયક્તિક ભિન્નતા હોવા છતાં એક જ છે. આ ભિન્નતામાં ભાષા અને શૈલીની ભિન્નતાનો સમાવેશ થાય છે.

અહીં એક વાત નોંધપાત્ર બને છે કે એક બાજુ દાદૂ દયાળનો પ્રભાવ પોતાના સમકાલીન અને અનુકાલીન કવિઓ પર પડ્યો, તો બીજી બાજુ દાદૂ દયાળ સ્વયં પોતાના પુરોગામી કવિઓથી પ્રભાવિત થયા હતા. બીજા શબ્દોમાં કહીએ તો પ્રત્યેક કવિ પર પોતાની સમગ્ર કાવ્યપરંપરાનો પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. આ અવિરતપણે ચાલતી ઘટના છે.

ઉદાહરણરૂપે અમે અહીં શ્રીમદ્ ભગવદગીતાના અમુક શ્લોકોના હિંદી અનુવાદો આપીએ છીએ, અને તેની સાથે ગોરખનાથ, યોગેન્દ્રનાથ, કબીર, દાદૂ દયાળ, ગુરુ અંગદ અને શાહ લતીફ જેવા ભારતીય સંત-સૂફી પરંપરાના કેટલાક કવિ-સાધકોનાં કાવ્યોનો રસથાળ પીરસીએ છીએ :

## શ્રીમદ્ ભગવદ્ગીતા

1. જ્યારે બધા જ પ્રાણી અજ્ઞાનરૂપી રાત્રિનો અનુભવ કરે છે, ત્યારે જિતેન્દ્રિય મનુષ્ય જ્ઞાનરૂપ જાગૃત [રાગદ્વેષરહિત] અવસ્થાનો અનુભવ કરે છે.

અને જેમાં બધાં જ પ્રાણીઓને જાગૃતિ [રાગદ્વેષયુક્ત]નો અનુભવ થાય છે તે અજ્ઞાનરૂપી રાત્રિ છે એવું જ્ઞાની પુરુષ માને છે. [2/69]

2. જે કોઈના પ્રત્યે દ્વેષ કે કશાની અભિલાષા રાખતો નથી, તે સંપૂર્ણ સંન્યાસી છે. હે મહાબાહુ, તે સુખ અને દુ:ખથી મુક્ત થઈને અનાયાસ બંધનમુક્ત બની જાય છે. [5/3]
3. સ્વભાવગત ચપળતાને લીધે જે અસ્થિર મન સહિત આમતેમ દોડયા કરે એણે મનને ત્યાંથી રોકીને પોતાના આત્મામાં સ્થિર બનાવવું જોઈએ. [6/26]
4. સર્વત્ર સમાનતા જોનાર યોગમુક્ત પુરુષ પોતાને બધાં પ્રાણીઓમાં અને બધાં પ્રાણીઓને પોતાનામાં જુએ છે. [6/29]
5. હું અક્ષરોમાં અકાર, સમાસમાં દ્વન્દ્વ સમાસ, અકાળ પદાર્થોમાં કાળ અને કર્મફળ દાતાઓનો મુખ્ય ધારક છું. [10/33]
6. જો આકાશમાં એકીસાથે હજાર સૂર્યોનું તેજ પથરાય તો એવું વિરાટ સ્વરૂપ શરીરની કાન્તિને સદૃશ હોય. [11/12]
7. શત્રુ-મિત્ર, માન-અપમાનમાં સમાન રહેનાર, ઠંડી-ગરમી, સુખ-દુ:ખમાં એકાકાર, સંગરહિત, નિંદા કે પ્રશંસાને સમાન માનનાર, જે કંઈ મળે એમાં સંતુષ્ટ રહેનાર, નિયમ મુજબ એક જ જગાએ સ્થાયી ન રહેનાર સ્થિતપ્રજ્ઞ, ભક્તપુરુષ મને પ્રિય છે. [12/18-19]
8. ઈશ્વર પોતાની માયા વડે દેહાભિમાની પ્રાણીઓના પોત-પોતાનાં કર્મો અનુસાર સંપૂર્ણ ભૌતિક તત્ત્વોમાં વાસ કરે છે. [18/61]

## ગોરખનાથ

(1) થમ્ભ બિહોણી ગગન રચેલે, તેલ બિહોણી બાતી,
ગુરુ ગોવિંદ તે વચન પતઆઈયા, દિવસ નહીં તિહિ રાતી.

(2) હિંદૂ ધ્યાવે દેહુરા, મુસલમાન મસીત,
જોગી ધ્યાવે પરમ પદ, જહાં દેહુરા ન મસીત.

(3) હિંદુ આખે રામ કૂં, મુસલમાન ખુદાઈ,
જોગી આખે અલખ કૂં, તિહાં રામ આખે ન ખુદાઈ.

(4) મરૌ વે જોગી મરૌ, મરણ હૈ મીઠા,
તિસ મરણે મરૌ મરૌ, જિસ મરણે ગોરખ મર દીઠા.

(5) નાથ કહે તુમ આયા રાખો, હઠ કર વાદ ન કરણા,
યહ જગ કાંટે કી હૈ બાડ઼ી, સંભલ સંભલ પગ ધરણા.

## યોગેન્દ્રનાથ

(1) જો પરમાતમ સોઇ હૂં, જો હૂં સો પરમાતમ,
ઇહ બિધ જાણી જોગિયા! ઇનમેં કરો ન ભરમ.

(2) મન મિલિયા પરમેશરે, પરમેશરે મનાંહિ,
દોઉ સમરસ હોઇ રહે, પૂજ ચઢ઼ાઉં કાંહિ?

(3) જાસુ ન ક્રોધ, ન મોહ મદ, જાસુ ન માયા ન માન,
જાસુ ન થાન ન ધ્યાન જય, સોઇ નિરંજન માન.

## શેખ ફરીદ

(1) તન તપૈ તનૂર જિઅ, બાલણ હથ બલનિહ,
પિઉરે થકાણ, સિર જુલાં, જે મૂં પ્રીં મિલનિહ.

(2) મૈં જાણિઆ વડ હંસ હૈ, તાં મૈં કીઆ સંગ,
જે જાણાં બગ બાપુરા, જનમ ન ભેરે અંગ.

(3) કાંગા કુરંગ ઢંઢોલિઆ, સગલા ખાયા માસ,
એ દૈ નૈના મત છુહઇ, પર દેખન કી આસ.

(4) સરવર પંખી હેકડ઼ો, ફાહીવાલ પચાસ,
યહ તન લહરી ગડ઼ થિયા, સચે! તેરી આસ.

## કબીર

(1) 'તૂ', 'તૂ' કરતા 'તૂ' ભયા, મુઝમેં રહા ન 'મૂં',
વારે તેરે નાંઅ પર, જિતિ દેખૂં તિતિ તૂં.

(2) ઉલટ સમાના આપ મેં, પ્રગટી જોત અનંત,
સાહબ સેવક એક સંગ, ખેલેં સદા બસંત.

(3) સાઇર નાંહિ, સીપ નાંહિ, સ્વાત બૂંદ ભી નાંહિ,
કબીર મોતી નીપજે, સુન સિખર ગિઢ઼ માંહિ.

(4) અંતર કંવલ પ્રકાસિયા, બ્રહ્મ વાસ તહિં હોઇ,
મન ભંવરા જહિં લુબ્ધિયા, જાએગા જન સોઇ.

(5) નૈના અંદર આઉ તૂં, જિયૂં હમ નૈન ઝંપેઉં,
નાં હઉં દેખૂં ઔર કૂં, ના તુઝ દેખન દેઉં.

(6) આસા એક જ રામ કી, દૂજી આસ નિરાસ,
જૈસે સીપ સમુંદ મેં નહીં સ્વાત બિન પ્યાસ.

(7) નિસ અંધિયારી કાટણી, ચૌરાસી લખ ચંદ,
ગુર બિન અતિ ઉંદહ ભઇ, તઉ દૃષ્ટ રહિ બંદ.

(8) કબીર લહર સમુંદ કી, મોતી બિખરે આઇ,
બગુલા પરખ ન જાનઇ, હંસા ચુન-ચુન ખાઇ.

(9) કબીર બાઠી કલાલ કી, બહુતક બૈઠે આઇ,
સિર સૌંપે સોઇ પીએ, નાં તો પીયા ન જાઇ.

(10) પાણી કેરા બુદબુદા, ઈસ માનુસ કી જાત,
દેખત હી છિપ જાએગા, જ્યોં તારા પ્રભાત.

## મીરાંબાઇ

(1) જો મૈં ઐસા જાનતી, પ્રીતિ કિયે દુખ હોઇ,
જગત ઢિંઢોરા ફેરતી, પ્રીતિ કરે મત કોઇ.

(2) કૌન ગુમાન ભરી, બંસી? તૂ કૌન ગુમાન ભરી?
જાત-પાત સબ તેરી જાનૂં, તૂં બન કી લકડ઼ી,
અપને તનેં છેદ ભરે હૈં, બાગાંસે તૂ બિછુડ઼ી.

(3) હંસાકી પ્રકૃતિ હંસા હી જાને મરુ કાગા રે?
મૈંને સારા જંગલ ઢૂંઢઆ રે, જોગીડ઼ા નહિં પાએ.
કાનાં વિચ કુંઢલ જોગી, ઘર-ઘર અલખ જગાએ,
અંગર ચંદનકી ધૂની લગાઇ જોગી, અંગ બીચ ભભૂત લગાએ.

## ગુરુ અંગદ

(1) જે સૌ ચંદા ઉગવે, સૂરજ ચઢ઼નિ હજાર,
એતે ચાનન હોંદયાં, ગુર બિન ઘોર અંધાર.

(2) અખેં બાઝઉં વેખણ, બિન કન્નાં સુનણા,
પેરાં બાઝઉં ચલણ, બિન હથાં કરણા,
ઝિભે બાઝઉં બોલણ, ઇહ જીવત મરણા,
નાનક ખસમ પછાણિકે, તો ખસમૈ મિલણા.

તુલના માટે શાહ લતીફની રચનાઓમાંથી કેટલીક કંડિકાઓ આપીએ છીએ–

(1) વિચીંઅ વેઠા હુવનિ, સાંઝીઅ રહનિ સુમ્હી,
મહેસી મુંહ પાંહિજો, ધારાં ધૂર ન ધુવનિ,
વિહાણીઅ વાટુનિ તે પાસા ખોડ઼િયો પુવનિ,
કંહિં ખે ઇએં ન ચવનિ, ત અસીં આદેસી આહિયૂં.

અર્થાત્ જે સાંજે સૂઇ જાય છે ને મધરાતે બેસી રહે છે એવા અવધૂતો પોતાનું મોઢું રાખથી જ ધૂએ છે. રાત વીતી જતાં તેઓ રસ્તા પર પોતાની ગઠડી છોડીને બેસી જાય છે. તેઓ કોઇને એમ કહેતા નથી કે અમે સંન્યાસી છીએ.

(2) અસુખ જિનિ અવેર, સે સાંઝીઅ રહનિ સુમ્હી,
લાહૂતી લતીફ઼ ચએ, આધીઅ ડીનિ ઉલેર,
સુતો લોક પસી પિયા સામી મથે સેર,
કેડાંહં કંદા પેર? મિડ઼ોઇ મથો થિયો.

અર્થાત્ મોડે મોડે ઊંઘવાથી એમને દુઃખ થાય છે. તેઓ સાંજે જ સૂઇ જાય છે. શાહ લતીફ કહે છે કે અસીમમાં વિચરનારા અડધી રાતે ઊઠી જાય છે. લોકોને ઊંઘતા જોઇનેં ઊફરા માર્ગે નીકળી પડે છે. ઊંઘતી વખતે પગ કઇ દિશામાં છે એની ચિંતા એમને હોતી નથી. માત્ર એમનું મસ્તક સદા પ્રિયતમમાં મગ્ન રહેતું હોય છે.

(3) ચતુર રહે ન ચિતુ, સૂરેં સબુરુ ન કરે,
સજણ સારે નિતુ, વેગાણો થિયો વિઝુલે.

અર્થાત્ ચિત્ત ચતુર નથી; પીડાથી વિહ્વળ થઇ ઊઠે છે. સાજનને રોજેરોજ યાદ કરીને તે ઉદાસ થઇ જાય છે ને તડપે છે.

(4) કો જો વઢીઅ વઢુ, જિઅં વિણ વઢિયાએ વઢ સેં,
ડુખ ડધીઅ એ ડઢુ, જિન ડિની સે ડુખિયા થિયા.

અર્થાત્ આ ઘાયલને એકાદ ઘા તો થયો જ છે. પ્રકટરૂપે એક પણ ઘા ખાધા વિના જ એ ઘાયલ છે. આ દુઃખિયારીને જેણે જેણે સાંત્વના આપી એ પણ દુઃખી થઇ ગયું છે.

(5) બઢ઼િયલ થી વાયૂં કરે, કુઠલ કૂકારે,
હુન પન પંહિંજા સારિયા, હૂઅ હજું હોતાનિ લાઇહારે.

અર્થાત્ પોતાના તન પર ઘા ખમીને ય આ વાંસળી વાગી રહી છે ને આ ઘાયલ દુખિયારી દર્દથી કહાસે છે. વાંસળી પોતના મૂળ સ્થાન [વૃક્ષ]ને યાદ કરે છે અને દુખિયારી સ્ત્રી પોતાના પ્રિયતમને યાદ કરીને રડે છે.

(6) વનિયુનિ મેં થી વેહુ, ત આઉં વારે ઢકિયાં,
તોખે ડિસે ન ડૈહુ, આઉં ન પસાં કી બિયો.

અર્થાત્ મારી આંખોની કીકીઓમાં આવીને બેસો તો હું તમને સંતાડી દઉં. લોકો તમને જુએ નહીં અને હુ અન્ય કશું જોઉં નહીં.

(7) અલા! ડાહી ન થિયાં, ડાહિયૂં ઇડુખ ડિસનિ,
મૂં સે મૂં પ્રિયનિ ભોરાઇઅ મેં ભાલ કિયા.

અર્થાત્ હે પ્રભુ! હું બુદ્ધિમાન નહીં બનું. બુદ્ધિવાનો દુઃખને જુએ છે. મારા પ્રિયતમે મારી સાથે ભોળપણમાં ભલાઇ જ આચરી છે.

(8) સિરુ ડેઇ સટ જોડ઼િ, કંહિ પરિ કલાલનિ સેં,
કાટે કરટ કપાર મેં, ખંજર આણે ખોડ઼િ,
મરણાં મુંહ મ મોડ઼િ, વટી થી વધિ લહે.

અર્થાત્ માથું આપીને કલાલની આ હારમાં આવીને ઊભા રહો. તમારા લલાટે ખંજર ખોસી દો, માથું આપી દો. મરવામાં પાછીપાની ન કરો. માથું આપીને કલાલ પાસેથી મદિરા લઇને પીઓ. મદિરાની એક વાડકી તમારા મસ્તક કરતાં ઘણી કિંમતી છે.

(9) જર મેં ફોટો જિઅં, લહરુનિ લગંદે અધ થિએ,
તૂં પુણિ આહીં તીઅં, દુનિયા મેં કો ડીંહડ઼ો.

અર્થાત્ જેમ પાણીના પરપોટા લહેરની સાથે અથડાતાં જ ફૂટી જાય છે એવી રીતે તમારું પણ આ દુનિયામાં એક દિવસ આમ જ બનવાનું.

(10) જેડ઼ો તુંહિંજો નાંઉ, બાઝ બિ ઓડિયાઇ ધુરાં,
રે થંભેં થૂંણિએં, તૂં છપરુ, તૂં છાંઉ,
કુજાડ઼ો કહાંઉ, તોખે માલૂમ સભિ કા.

અર્થાત્ જેટલી આપની ખ્યાતિ છે એટલી જ કૃપાની હું આપની પાસેથી આશા રાખું છું. તમે મારા મસ્તકે કોઇપણ થાંભલા કે આધાર વિના લટકતું નળિયું છો. હું શું કહું? આપ તો સર્વજ્ઞ છો.

(11) સર મેં પખી હેકડ઼ો, પાઢ઼ેડ઼ી પંજાહુ
સંદી આસ અલ્લાહ, લુડે લહરુનિ વિચ મેં.

અર્થાત્ સરોવરમાં માત્ર એક જ પક્ષી (હંસ) છે. આમ તો [બગલા જેવા] સાધારણ પક્ષીઓ પચાસેક છે. એ હંસ તમારી આશાએ લહેરોમાં ડોલે છે.

(12) જે તતો તનુ તનૂર જિઅં, ત છંડે સાણુ છુહાઇ,
આણે આગ અદબ જી, બારે જાન જલાઇ.

અર્થાત્ જો તમારી કાયા તવાની જેમ તપી ગઇ હોય તો એના પર છાંટા નાખો. અને હા, નમ્રતાના અગ્નિ વડે પોતાના જીવને તપાવો.

(13) જાં જરુ હુઅડ઼ો જાલ, તાં તૂં મછ ન મોટિએં,
પવં દેઉનિ અજુ કિ કાલ, સાંભૂયૂં સાંગિયુનિ જૂં.

અર્થાત્ હે મત્સ્ય, જ્યારે જળ વધારે હતું ત્યારે તું પાછું ફર્યું. આજે નહીં તો કાલે, તું માછીમારોની જાળમાં અવશ્ય ફસાશે.

(14) સેવા કરિ સમૂંડ જી, જિતિ જરુ વહે થો જાલ,
સબેં વહનિ સીર મેં માણિક, મોતી, લાલ!
જે આસો જુડ઼ેઇ આલ, ત પૂજારા! પુર થિએં.

અર્થાત્ જેમાં અવિરત પાણી વહ્યા કરે છે અને જેમાં સેંકડોં માણેક, મોતી અને હીરા છે એવા સમુદ્રની સેવા કરો. હે વરુણસેવક, જો એ ભંડારમાંથી થોડું ઘણું ય તને મળે તો તું પૂર્ણ બની જશે.

(15) જિઅં જિઅં વર્કૂ વરાઇયેં, તિઅં તિઅં ડિઠો ડોહુ,
રહિણીઅ રહિયો ન સુપિરીં, ત કહિણીઅ કબો કોહુ.

અર્થાત્ જેમ જેમ તમે [જીવનરૂપી પુસ્તકનાં] પૃષ્ઠો ફેરવશો, તેમ તેમ તમને દોષ નજરે પડશે. જો તમારા કાર્યોમાં પ્રિયતમ પ્રભુની પ્રતીતિ નહીં થાય તો તમારી કથનીથી શું વળવાનું?

# 10

# દાદૂ દયાળની કેટલીક રાજસ્થાની-હિંદી સાખીઓ અને થોડાક સિંધી શ્લોકો

દાદૂ દયાળના ગ્રંથોમાં હજારો સાખીઓ છે. એમાંથી આ લેખકે એમની સરળ શૈલીમાં આલેખાયેલ રાજસ્થાની સાખીઓ પસંદ કરી છે. એના પઠનથી અનેક વાચકોને આનંદ થશે. નિહિત વિચારોની સાથે સાથે તેઓ સિંધી તથા હિંદીના અનેક કવિઓની કવિતાથી સુપેરે પરિચિત છે - એ કારણે પણ તેમની સાખીઓનું આકર્ષણ રહ્યું છે.

(1) ઇક લખ ચંદા આણિ ધર, સૂરજ કોટિ મિલાય,
દાદૂ ગુર ગોવિંદ બિન, તો ભી તિમિર ન જાય.

(2) દહ દિસ દીપક તેજ હૈ, બિન બાતી બિન તેલ,
ચહું દિસ સૂરજ દેખિએ, દાદૂ અદ્‌ભુત ખેલ.

(3) દાદૂ પાતી પ્રેમ કી, વિરલા વાંચે કોઇ,
વેદ પુરાણ પુસ્તક પઢ઼ૈ, પ્રેમ બિના ક્યા હોઇ?

(4) પઢ઼ી ન પાવૈ પરમ ગતિ, પઢ઼ી ન લંઘૈ પાર,
પઢ઼ી ન પહુંચે પિરાણિઆં, દાદૂ પીડ઼ પુકાર.

(5) સબ ઘટ મહિં ગોવિંદ હૈ, સંગ રહૈ હરિ પાસ,
કસ્તૂરી મૃગ મહિં બસૈ, સૂંઘન ડોલે ઘાસ.

(6) યહ મસીત, યહ દેહરા, સત્ગુર દીઆ દિખાઇ,
ભીતર સેવા બંદગી, બાહર કાહે જાઇ?

(7) જહાં રામ તહં 'મૈં' નહીં, 'મૈં' નહિં તાહીં રામ,
દાદૂ મહલ બારીક હૈ, દૂજી નાંહીં ઠામ.

(8) દાદૂ હરિકા નામ જલ, મૈં મછલી તા માંહિ,
સંગ સદા આનંદ કરૈ, બિછુરત હી મર જાંહિ.

(9) હમ દુખિયા દીદાર કે, તૂ દિલ થૈં દૂર ન હોઇ,
પાવૈં હમકો જાલ દે, હોણા હોઇ સુ હોઇ.

(10) અપણી જાણૈ આપ ગત, ઔર ન જાણૈ કોઇ,
સિમર સિમર રસ પીજિએ, દાદૂ આનંદ હોઇ.

(11) મિલે તર સબ સુખ પાઈએ, બિછુરે બહુ દુખ હોઇ,
દાદૂ સુખ દુખ રામ કા, દૂજા નાંહીં કોઇ.

(12) રામ તુમ્હારે રામ બિન, જે મુખ નિકસૈ ઔર,
ઈસ અપરાધી જીવ કૂં, તીન લોક નહીં ઠૌર.

(13) શ્રવણા રાતે નાદ સૂં, નૈના રાતે રૂપ,
જીભા રાતી સ્વાદ સૂં, દાદૂ એક અનૂપ.

(14) દાદૂ નગરી ચૈન તબ, જબ ઈક રાજા હોઇ,
દોઇ રાજૈ દુખ-દુંદ સેં, સુખી ન બસૈ કોઇ.

(15) આજ્ઞા અપરંપારકી, બસ અંબર ભર્તાર,
હરા પીતામ્બર પહરકર, ધરતી કરૈ સિંગાર.

(16) દુખ દરિયા સંસાર હૈ, સુખ કા સાગર રામ,
સુખ સાગર ચલ આઇએ, દાદૂ તજ બેકામ.

(17) રાવણહારા રાખ તૂ, યહ મન મેરા રાખ,
તુમ બિન દૂજા કો નહીં, સાધુ બોલે સાખ.

(18) જ્યૂં રાખૈ ત્યૂં રહેંગે, મેરા ક્યા ચારા?
હુકમે સેવક રામ કા, બંદા બેચારા.

(19) હમ સે હુઆ ન હોઇગા, ના હૂં કરણે જોગ,
જ્યૂં હરિ ભાવૈ ત્યૂં કરૈ, દાદૂ કહૈ સબ લોગ.

(20) ડોરી હરિકે હાથ હૈ, ગલ માંહીં મેરે,
બાજીગરકા બાંદરા, ભાવૈ ત્યૂં ફેરે.

(21) બુરા-બુરા સબ હમ કીઆ, સો મુખ કહિયા ન જાઇ,
નિર્મલ મેરા સાંઇયાં, તા કૌન દોષ ન લાઇ.

(22) તિલ-તિલકા અપરાધી તેરા, રતી-રતીકા ચોર,
પલ-પલકા મૈં ગુનહી મેરા, બક્ષો અવગુન મોર.

(23) સુખકા સાથી જગત સબ, દુખકા નાંહીં કોઇ,
દુખકા સાથી સાંઇયાં, દાદૂ સત્ગુર હોઇ.

(24) પંથ દુહેલા દૂર ઘર, સંગ ન સાથી કોઇ,
ઉસ મારગ હમ જાઉંગે, દાદૂ ક્યોં સુખ સોઇ?

(25) સબ જગ સોતા નીંદ-ભર, જાગૈ નાંહીં કોઇ,
આગે પીછે દેખએ, પિરતખ પ્રલઇ હોઇ.

(26) યહ ઘટ કાચા જલ ભયા, બિનસત નાંહીં વાર,
યહ ઘટ ટૂટા જલ ગયા, સમઝત નહીં ગંવાર.

(27) કહાં સુ મહમ્મદ પીર થા, સબ નબિયો સરતાજ,
સો ભી જર માટી હુઆ, અમર અલ્લા કા રાજ.

(28) મરણૈ થે તૂ મત ડરૈ, મરણાં અંત નિધામ,
રે મન મરણા સિરજ્યા, કહ લૈ કેવલ રામ.

(29) મરણૈ થે તૂ મત ડરૈ મરણા આજ કિ કાલ,
મરણા-સરણા ક્યા કરૈ, વેગા રમ સંભાલ.

(30) જે ઉપાજિયા સે બિનસ હૈ, કોઇ થિર ન રહાઇ,
દાદૂ બારી આપણી, જો દીસૈ સો જાઇ.

(31) દાદૂ 'હૈ' કૂં ભય ઘણા, 'નાંહીં' કૂં કછુ નાંહિં,
દાદૂ 'નાંહીં' હોઇ રહુ, અપને સાહિબ માંહિ.

(32) જ્યૂં-જ્યૂં પીવૈ રામ-રસ, ત્યૂં-ત્યૂં બઢૈ પ્યાસ,
ઐસા કોઇ એક હૈ, વિરલા દાદૂ દાસ.

(33) માયા કા સુખ પંજ દિન, ગવૈં કહાં ગંવાર?
સપને પાયૌ રાજ-ધન, જાત ન લાગૈ વાર.

(34) માખણ-મન પાહણ ભયા, માયા-રસ પીઆ,
પાહણ-મન માખણ ભયા, રામ-રસ લીઆ.

(35) સપને સબ કુછ દીખા એ, જાગો તૌં કછુ નાંહિ,
ઐસા યહ સંસાર હૈ, સમઝ દેખ મન માંહિ.

(36) જે જન હરિ કે રંગ રંગે, સો રંગ કદૈ ન જાઇ,
સદા સુરંગે સંત જન, રંગ મેં રહૈ સમાઇ.

(37) અંધે હીરા પરખિયા, કીઆ કૌડ઼ી મોલ,
દાદૂ સાધુ જૌહરી, હીરે મોલ ન તોલ.

(38) દાદૂ કરહુ પલાણકે, કો ચેતન ચઢ઼ જાઇ,
મિલ સાહિબ દિન દેખતાં, સંઝ પરે જન આઇ.

(39) એક દેસ મૈં દેખિયા, તંહિં રુત ન પલટૈ કોઇ,
હમ દાદૂ ઉસ દેસ કે, જહ સદા ઈકરુત હોઇ.

(40) જે પહુંચે તે કહ ગએ, તિનકી એકૈ બાત,
સભી સયાને એકમત, ઉનકી એકૈ બાત.

(41) યહ તન બેડ઼ા ભવ જલા, ક્યોંકર બંધે તીર,
ખેવટ બિન કૈસે તરૈ, દાદૂ ગહર ગંભીર.

(42) કરના કરૈ સુ હોઇગા, કાહે કલપૈ કોઇ,
સાઉં કીઆ સુ હોઇ રહિયા, જે કછુ કરૈ સુ હોઇ.

(43) દાદૂ રોજી રામ દી, રાજ઼િક રિજ઼ક હમાર,
દાદૂ ઉસ પ્રસાદ સૂં, પોશિયા સબ સંસાર.

(44) જ્યૂં તુમ ભાવૈ ત્યૂં ખુશી, હમ રાજી ઉસ બાત,
દાદૂ કે દિલ સિદક સૂં, ભાવૈં દિન કૂં રાત.

(45) દાદૂ ઇસ સંસાર મેં, મુઝ-સા દુખી ન કોઇ,
રામ મિલન કે કારણૈ, મૈં જલ ભરિયા રોઇ.

(46) ભંવર કંવલ રસ ભેદિયા, સુખ-સરવર રસ પીવ,
જહાં હંસા મોતી ચુગૈ, પીવ દેખૈ સુખ જીવ.

(47) મૈં ભિખિયારી મંગતા, મેરી કરહુ સંભાલ,
તુમ દાતા દુખ-ભંજના, દર્શન દેઉ દયાલ.

(48) સબ ચતુરાઇ છાંડિયે, જે કછુ કીનૈ આન,
દાદૂ આપા અર્પ દે, પીવ કો લેહુ પહચાન.

(49) કા જાનઇ કબ હોઇગા, હરિ સ્મરણ એક તાર,
હા જાનઇ કબ છાંડિહૈં, યહ મન વિખય વિકાર.

(50) દાદૂ જે જે ચિત વસે, સો સો આવૈ ચીત,
બાહર ભીતર દેખે, જાનહીં સેતી પ્રીત.

(51) સબ લાલૂં સર લાલ હૈ, સબ ખૂબૂં સર ખૂબ,
સબ પાકૂં સર પાક હૈ, દાદૂ કા મહબૂબ.

તુલના માટે શાહ લતીફ અને સચલ સરમસ્તના કેટલાક શ્લોકો આપીએ છીએ :

(1) સહસેં સિજનિ ઉભિરે, ચૌરાસી ચંડનિ,
બા અલ્લા રે પ્રિયનિ, સભુ ઉંદાહી ભાંઇયાં.

અર્થાત્ સહસ્ર સૂર્યોનો ઉદય હો! ચોર્યાશી ચંદ્રોનો ઉદય હો! ભગવાન સમ, મારા પ્રિયતમ વિના મને બધે જ અંધારું લાગે છે.

(2) પઢ઼િયો થા પઢ઼નિ, કઢ઼નિ કીન કલૂબ મેં,
પાણાં દોહ ચઢ઼નિ, જિઅં વર્ક઼ વરાઇનિ વિતરા.

અર્થાત્ [જેઓ] કેવળ વાંચે છે, એને આત્મસાત્ કરતા નથી. જેટલાં વધુ પૃષ્ઠો ફેરવ્યા કરે છે એટલા અધિક દોષમાં પડે છે.

(3) બનિ બિયાઇ સુપ્રીં! પાણા 'મૂં' ખે પલિ,
'આઉં' ઓરે ઝલિ, તોખે રસે 'તો' ધણી.

અર્થાત્ હે પ્રિયતમ! મારામાં રહેલા દ્વૈતનો નાશ કરો. મને 'હું'થી બચાવો. 'હું'ને રોકશો તો તમે 'તે' સુધી જઇ શકશો.

(4) કરહા કસર છડિ, વિખ વધંદી પાઇ,
મુંહિંજો હલણુ ઉતે, જિતે જાનિબ જાઇ,

તોખે ચંદન ચારિયાં, બિયો વગુ લાએ ખાઉ,
ઇં હમિ ઉઠ! ઉઠાઇ, જિઅં હૂંદીઅ રાત હુતિ મિડૂં.

અર્થાત્ હે ઊંટ! આળસ છોડ ને આગળ ધપ. જ્યાં મારો પ્રિયતમ સ્વામી રહે છે ત્યાં મારે પહોંચવું છે. હું તને ચંદનનો ચારો નીરું. ચંદનનો બીજો ઢગલો પણ આરોગી લે. મારા ઊંટ, તું મને એટલી ઝડપથી લઇ જા કે રાત થતા સુધીમાં હું મારા પ્રિયને મળી શકું.

(5) મડુ તંહીં ખાં મઙિણા, જો ડિહાડ઼ી થોડે,
કૂડ઼ા દર દુન્યાં જા, જાચક મડેં જેં,
સુભાં તોહીં ખે, મોટી ડીંદા મુંહં મેં.

અર્થાત્ હે યાચક, જે હંમેશાં આપે છે એની પાસે તું યાચના કર. યાચના કરતી વેળા જ તને ખબર પડશે કે દુનિયાના દરવાજા પોકળ છે. જો આજે દુનિયાના લોકો આપશે તો કાલે તમને જોતાંવેંત બારણું વાસી દેશે.

(6) જાણીં ત બિ ન જાણુ, ઇ દરુ અબોઝન જો,
ઇન દરિ સેઇ અધિયા, જિનિ ન ભાંયો પાણુ,
રીઝાણો રાજાણુ, આહે અબોઝનિ જો.

અર્થાત્ જાણો છો તો ય ન જાણશો. આ સ્થળ અબૂધ લોકોનું છે. જેમણે પોતાને સહેજ પણ લેખાંમાં લીધા નથી તેઓ જ આ [ભગવાન] દ્વારે પહોંચ્યા છે. આ રાજા અબૂધો ઉપર જ રીઝે છે.

(7) અલિફ઼ બાબ ગુતાલો કરિણો, બે તે સે ન સુણા મૂં,
અચિણો વઞિણો અલ્લા ઇહો, દાઇમ દમ ધરિયાં મૂં,
સાણુ યકીન તસવ્વર વારો, સાબિત સબક પઢ઼ાં મૂં,
બાઝોં બાબ બિરહ જે સચા, કહિડ઼ા હર્ફ ગણ્યાં મૂં?

અર્થાત્ 'અલિફ' [ભગવાનના પ્રતીક અક્ષર]નું અધ્યયન કરવું છે, હું અલિફ સાંભળ્યા પછી 'બે' અને 'સે' જેવા શબ્દો ન સાંભળું. આ ઈશ્વર શ્વાસરૂપે મારી ભીતર આવ-જા કર્યા કરે છે તો હું સદાય આવો જ શ્વાસ લીધા કરીશ. મારી કલ્પનામાં છે એવા પાઠનું હું શ્રદ્ધાપૂર્વક પઠન કરીશ. સચલ સરમસ્ત કહે છે, વિરહના સાચા અધ્યાય સિવાય હું કયો અધ્યાય વાંચવાનો?

(8) હઈ અલ્લા તે માના હૂ, જાહિર હૂ તે બાતિન હૂ,
ઉઇ અંદર ઉઇ બાહર, ઉઇ આહા, હૂબહૂ,
હર કંહિં જાદૂ જાહૂરા તહંદા, હર કંહિ કૂચે કૂબકૂ,
આપ પહનીંદા લખેં લિબાસાં, હર કંહિં ખાને હૂબહૂ,
આપ કનૂં કઉહાં ખયાલ ન બાહર, સચૂ પહંદા રુબરુ.

અર્થાત્ પ્રભુ જ શબ્દ ને પ્રભુ જ એનો અર્થ. એ બહાર પણ છે, ભીતર પણ છે. હૂબહૂ એ જ છે. દરેક સ્થળે, દરેક કેડીએ એનો જ વાસ છે. એ જ લાખો પોશાક ધારણ કરે છે. સચલ સરમસ્ત કહે છે, હું જેને પ્રત્યક્ષ નિહાળું છું, એ એકના સિવાય મારું ધ્યાન કશે કેન્દ્રિત થતું નથી.

(9) સચૂ સાહિબ હેકડ઼ો, નાહે શક ગુમાન,
પંહિજો તમાશો પણ ડિસે થો, સૂરત મંઝિ સુલતાન,
કાથે પઢ઼ે પોથિયૂં, કાથે પઢ઼ે કુરાન,
કાથે ઈસા, કાથે અહમદ, કાથે હનુમાન,
હૈરત મેં હૈરાન, પંહિંજો વિધાઇ પાણ ખે.

અર્થાત્ સચલ સરમસ્ત કહે છે કે સાહેબ એક જ છે એ નિઃસંદેહ [વાત] છે. એ પોતે જ રચેલા તમાશાનો સાક્ષી બની જાય છે. એ સુલતાનના રૂપે પણ મળે છે. ક્યારેક [હિંદુ બનીને] શાસ્ત્રો વાંચે છે, ક્યારેક [મુસલમાન થઈને] કુરાન વાંચે છે. ક્યારેક એ ઈસુ ખ્રિસ્ત હોય છે તો ક્યારેક અહમદ તો ક્યારેક હનુમાન હોય. એણે ખુદ પોતાને જ અચંબામાં નાખી દીધો છે.

(10) મહાદેવ જિન તન મેં, પૂજારા તિન પરખ,
અઠઇ પહર અંદર મેં, લખનિ લખ અલખ,
રખી વિયા રાજ઼ તે, કાપડી સે કખ,
જહાન મારેં જખ, સચલ! હૂ પૂજારી પુર થિયા.

અર્થાત્ અચલ સરમસ્ત કહે છે કે હે પૂજારી, જેના તનમાં મહાદેવનો વાસ હોય ને જે આઠે પ્રહર પોતાના અંતઃપુરમાં અલખને જ ન્યાળતો હોય એના તમે દર્શન કરો. એ જોગીએ પોતાની કુટિર રહસ્યમય બનાવી છે. જગત ગમે તે કહે, એ જ પૂર્ણ પુરુષોત્તમ છે.

(11) ઉથી આધીઅ રાત ખે, ચિતૌ ચરખો ચોરિ,
જોડે વેહિજિ વુજૂદ મેં, મુંહં મૂનનિ મેં મોડ઼િ,
સાહે પંધુ સાહિબ ડિનો ચવે, ડાહી ઉથી ડોરિ,

ઓલાઇતી થી ઓરિ, ગુઝ અંદર જૂં ગાલ્હિડ઼િયૂં.

અર્થાત્ મધરાતે ઊઠીને પોતાના ચૈતન્યનો ચરખો ફેરવો. મોઢાને ઘૂંટણ ઉપર ટેકવીને પોતાની ભીતર જુઓ. પોતાના અસ્તિત્વમાં લીન થઇ જાવ. સચલ સરમસ્ત કહે છે, હે બુદ્ધિશાળી, ઊઠીને ચાલવા માંડ અને એને શોધ. પોતાની ગુપ્ત વાતો પડદો પાડીને એની સાથે કરવા માંડ.

(12) પાણ વિઞાએ પાણ, ગોલે લહિજિ પાણ ખે,
પાણ મંઝાં ઇ પાણ ખે, પવંદી જાણ સુજાણ,
મખણ અખર હેકડ઼ો, સોઇ ખીર સંભાણ,
ઇહો અથી ઉહત્રાણ, સચૂ! ગહેલા ઇન્દીઅ ગાલ્હિ જો.

અર્થાત્ પોતની હસ્તી મિટાવીને પોતાને પામો. પોતાનાથી જ પોતાનો પરિચય મળશે. માખણ એક જ પ્રકારનું હોય છે. એ જ દૂધમાં વ્યાપ્ત હોય છે. સચલ સરમસ્ત કહે છે, હે મૂર્ખ! આ [માખણ-દૂધ] વડે જ સઘળી વાતોનો તાગ પામી શકાય છે.

# સંદર્ભગ્રંથ સૂચિ


## અંગ્રેજી

1. ટોડ જેમ્સ [કર્નલ], **એનલ્સ ઑફ રાજસ્થાન**
2. જોતવાણી મોતીલાલ [ડૉ.], **શાહ અબ્દુલ કરીમ**
3. જોતવાણી મોતીલાલ [ડૉ.], **શાહ અબ્દુલ, હિજ લાઇફ એન્ડ વર્ક**
4. જોતવાણી મોતીલાલ [ડૉ.], **સિંધી લિટરેચર એન્ડ સોસાયટી**
5. ફૂર્કુહર, જે. એન. [ડૉ.], **સંસ્કૃત રિલીજીયસ લિટરેચર**
6. બડથ્વાલ, પીતાંબર દત્ત [ડૉ.], **દિ નિર્ગુણ સ્કૂલ ઑફ હિંદી પોએટ્રી**
7. બેસંટ, એની [ડૉ.], **ભગવદ્ગીતા**
8. વાસવાણી, ટી. એલ. [સાધુ], **ભગવદ્ગીતા**
9. સ્ટૅક, જ્યૉર્જ [કૅપ્ટન], **સિંધી ગ્રામર**

## હિન્દી

1. **આદિ ગ્રંથ**
2. **કબીર ગ્રંથાવલી**
3. **કબીર બીજક**
4. ગુલેરી, ચંદ્રધર શર્મા, **પુરાની હિંદી**
5. ચતુર્વેદી, પરશુરામ, **સંત-કાવ્ય**
6. જૈન વિમલકુમાર [ડૉ.], **સૂફી મત ઔર હિન્દી સાહિત્ય**
7. જોતવાણી, મોતીબાલ [ડૉ.], **સિંધી ભાષા, લિપિ ઔર સાહિત્ય.**
8. **દાદૂ દયાલકી બાની**
9. દાદૂ, સુખદયાલ, **શ્રી દાદૂ દયાલકી સચિત્ર જીવની**
10. બડથ્વાલ, પીતાંબર દત્ત [ડૉ.], **ગોરખબાની**
11. બડથ્વાલ, પીતાંબર દત્ત [ડૉ.], **હિન્દી કાવ્યકી નિર્ગુણ પરંપરા**

12. ભારતી, ધર્મવીર [ડૉ.], **સિદ્ધ સાહિત્ય**
13. મિશ્ર, ભુવનેશ્વર, **સંત-સાહિત્ય**
14. **મીરાંબાઈકી પદાવલી**
15. **રજ્જબકી બાની**
16. શર્મા, વાસુદેવ [ડૉ.], **સંત કવિ દાદૂ દયાલ ઔર ઉનકા પંથ**
17. શુક્લ, પ્રેમનારાયણ [ડૉ.], **સંત-સાહિત્ય**
18. શુક્લ, રામચંદ્ર [આચાર્ય], **હિંદી સાહિત્યકા ઈતિહાસ**
19. **સુંદર ગ્રંથાવલી**

## સિંધી

1. અંસારી, ઉસ્માન અલી, **રિસાલો સચલ સરમસ્ત જો**
2. આડવાણી, કલ્યાણ, **શાહ જો રિસાલો**
3. ગુરબક્ષાણી, હોતચંદ મૂલચંદ [ડૉ.], **શાહ જો રિસાલો**
4. જૈતલી, મુરલીધર [ડૉ.], **સિંધી સાહિત્ય જો ઈતિહાસ**
5. ટ્રંપ, અર્નેસ્ટ [ડૉ.], **શાહ જો રિસાલો**
6. નાગરાણી, ભોજરાજ, **સામીઅ જા શ્લોક**
7. ભાવનાણી, ઝમટમલ, **ઐટજી ઓટ**
8. ભાવનાણી, ઝમટમલ, **કામિલ જો કમાલ**
9. ભાવનાણી, ઝમટમલ, **ઢોલ મારુ**
10. શર્મા દેવદસ્ત, **ભગત કબીર**

---

Lasertypeset by Crystal Hues Ltd., New Delhi &
printed at Tarang Printers. Laxmi Nagar. Delhi